“સસ્તું સાહિત્ય” એટલે “ઊંચામાં ઊંચું સાહિત્ય”

# સાહિત્યપ્રારંભિકા

[ ગુજરાતી ભાષાસાહિત્યના ઇતિહાસનો પ્રાથમિક
પરિચય કરાવનાર લઘુ ગ્રંથિકા ]



લેખક :

**હિંમતલાલ ગણેશજી અંજારિયા**



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય**

ઠે૦ ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨



એક રૂપિયો

# નિવેદન

આ પુસ્તકની પહેલી આવૃત્તિ સં. ૨૦૦૦માં "વિવિધ ગ્રંથમાળા"માં પ્રસિદ્ધ થયેલી, તે ખલાસ થતાં આ નવી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે.

ગુજરાતી ભાષાસાહિત્યના ઇતિહાસનો પ્રાથમિક પરિચય આ નાના ગ્રંથમાં આપવામાં આવ્યો છે. આ ગ્રંથના લેખક શ્રી. હિંમતલાલ ગણેશજી અંજારિયા ગુજરાતમાં છેલ્લાં ત્રીસ વર્ષથી સાહિત્યવિવેચનમાં અગ્રણી સ્થાન ભોગવે છે. 'કાવ્યમાધુર્ય' અને બીજાં તેમણે પ્રગટ કરેલાં પુસ્તકો ઘણો આદર પામ્યાં છે અને તેમનાં પુસ્તકોની ઘણી આવૃત્તિઓ નીકળેલી છે.

સામાન્ય વાચકવર્ગને તથા વિદ્યાર્થીઓને ઉપયોગી થઈ પડે એવા ખાસ હેતુપૂર્વક તેમણે આ પુસ્તક તૈયાર કર્યું છે. નરસિંહ–મીરાંથી આરંભી આજ સુધીના સ્વભાષાસાહિત્યના વિકાસની ટૂંકી પણ નક્કર હકીકતો જાણીને હરકોઈ વાચકબંધુને આનંદ જ થશે; એટલું જ નહિ, પણ ઊગતા લેખકવર્ગને તો એ માર્ગદર્શક થઈ પડશે, એમાં શક નથી.

આ પુસ્તક મુંબઈ સરકારના કેળવણી ખાતા તરફથી ટ્રેનિંગ કૉલેજોમાં પાઠ્ય પુસ્તક તરીકે મંજૂર થયું છે.

શ્રી. હિંમતલાલ ગણેશજી અંજારિયાએ અતિ સૌજન્યથી આ પુસ્તક સંસ્થાને માટે તૈયાર કરીને નિષ્કામ ભાવે તે પ્રગટ કરવાની અમને રજા આપી છે, એ માટે અહીં તેમનો આભાર માનવામાં આવે છે.

મુંબઈ,
તા. ૧–૯–'૪૬

સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી
મનુ સૂબેદાર (પ્રમુખ)

# સાહિત્યપ્રારંભિકા

'સાહિત્યપ્રવેશિકા' થી નાનું, માત્ર મુખ્યમુખ્ય બાબતોની ઉપર-ઉપરની પિછાન આપતું, સાહિત્યના ઇતિહાસનો પ્રાથમિક પરિચય જ કરાવનારું પુસ્તક હોય, તો તે ઉપયોગમાં લઈ શકાય, એવો અભિપ્રાય રાજકોટના ટ્રેનિંગ અધ્યાપન મંદિરના બે શિક્ષક મિત્રો (શ્રી. શામજીભાઈ તથા શ્રી. જ્યેષ્ઠારામ ઉપાધ્યાય) એ જણાવ્યો હતો.

'સાહિત્યપ્રવેશિકા' ની બીજી આવૃત્તિમાં છેલ્લાં વીશ વર્ષની વિગત ઉમેરાઈ અને બીજી પણ થોડી આવશ્યક માહિતી દાખલ કરી, એટલે તે પુસ્તકનું કદ મોટું થયું. તે ઉપરથી એક જુવાન મિત્ર શ્રી. દુષ્યંત મદનલાલ દેશાઈએ સૂચના કરી, કે નાની સંક્ષિપ્ત આવૃત્તિ થાય, તો વિદ્યાર્થીઓ અને સામાન્ય વાચકોને વધારે ઠીક પડે.

આવી રીતે મળેલી પ્રેરણા આ 'સાહિત્યપ્રારંભિકા' તૈયાર કરવામાં કારણરૂપ બની. સાહિત્યના ઇતિહાસની માત્ર પ્રાથમિક પિછાન જ આ લઘુ પુસ્તકમાં આપવામાં આવી છે.

'સાહિત્યપ્રવેશિકા' ની બીજી આવૃત્તિ તૈયાર છે; પણ કાગળના વધી ગયેલા ભાવ અને બીજી અડચણો તેના પ્રકાશનમાં કદાચ વિલંબ કરાવે. દરમ્યાન આ 'પ્રારંભિકા' શ્રી સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયના નિયંતાઓની કૃપાદૃષ્ટિથી પ્રગટ થાય છે.

ગુજરાતી સાહિત્યનો અભ્યાસ હવે તો સારી પેઠે વધતો જાય છે; છતાં આ જાતનાં પુસ્તકો હજી સુધી નથી લખાયાં એ દિલગીર થવા જેવું છે. હવે તો નજીકના ભવિષ્યમાં એ ખોટ પૂરી પડશે એવી આશા છે.

'સાહિત્યપ્રવેશિકા' કરતાં 'પ્રારંભિકા'માં વિષયવિવરણ જરા અન્ય પ્રકારનું રાખ્યું છે. વિદ્યાર્થીઓ અને વાચકોને તે રુચિકર નીવડે એમ ઇચ્છું છું.

આ પ્રકાશન માટે સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયનો અને આખું પુસ્તક ઝીણવટથી વાંચી, કિંમતી સૂચનાઓ આપનાર ભાઈશ્રી વૈકુંઠલાલ પતરાય ઠાકોરનો આભાર માનવાની પવિત્ર ફરજ આનંદથી અદા કરું છું.

સં. ૨૦૦૦, માઘ સુદિ ૫
ખાર-મુંબઈ,
તા. ૩૦-૧-૧૯૪૪

હિંમતલાલ ગણેશજી અંજારિયા

# સર્વોપયોગી સાહિત્યશ્રેણી

## ૧૮ પુસ્તકોની સાહસભરી નવી યોજના

પ્રૌઢ શિક્ષણ માટે ઉપયોગી થાય તેવાં અને ઓછું ભણેલાંઓ રસપૂર્વક વાંચી–સમજી શકે, એવાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાની યોજના આ સંસ્થા તરફથી તૈયાર કરવામાં આવી છે; અને તેનું સંપાદન જાણીતા સાહિત્યકાર **શ્રી. મોહનલાલ મહેતા ( સોપાન )** કરે છે. પહેલી યોજના મુજબ એમાં નીચે જણાવેલાં ૧૮ પુસ્તકો પ્રસિદ્ધ થશે.

આ યોજનાનાં બધાં પુસ્તકો **આવા મોટા અક્ષરોમાં** છપાય છે.

**૧. પ્રકાશનાં પગલાં :** (સચિત્ર) લે૦ શ્રી. કરસનદાસ માણેક
★ જગતના ભિન્નભિન્ન ધર્મોની પ્રેરક કથાઓ ૧૨૮ ૦–૧૦ ૦–૨

**૨. રાખની ઢગલી :** ( સચિત્ર ) લે૦ શ્રી. 'સૌજન્ય'
★ વાર્તાના સ્વરૂપમાં સંસારની સળગતી સમસ્યાઓ ૧૨૮ ૦–૧૦ ૦–૨

**૩. હાસ્ય–તરંગ :** ( સચિત્ર ) લે૦ શ્રી. જ્યોતીન્દ્ર હ૦ દવે
★ જીવનમાં દરરોજ દેખાતા પ્રસંગો ઉપરના કટાક્ષ–લેખો ૧૫૦ ૦–૧૦ ૦–૨

**૪. જીવનની કલા :** લે૦ શ્રી. રવિશંકર મહેતા
★ જીવનની સફળતા માટેનું વ્યવહારુ માર્ગદર્શન ૧૪૦ ૦–૧૦ ૦–૨

**૫. જગતમાં જાણવા જેવું :** (સચિત્ર) લે. શ્રી. છોટાલાલ કામદાર
★ જગતની અદ્‌ભુતતા ને ઉપયોગિતાનો સરલ પરિચય ૧૨૮ ૦–૧૦ ૦–૨

**૬. જીવનપરિવર્તન :** ( સચિત્ર ) લે૦ શ્રી. 'સોપાન'
★ એક જીવનપલટાની કરુણ–મંગલ સળંગ વાર્તા ૧૪૦ ૦–૧૦ ૦–૨

**૭. ઇતિહાસને અજવાળે :** (સચિત્ર) લે૦ શ્રી. ચંન્દ્ર વસાવડા
★ ઇતિહાસની પરાક્રમી વ્યક્તિઓની જીવનરેખા ૧૩૬ ૦–૧૦ ૦–૨

**૮. ગૃહજીવનની કલા :** (સચિત્ર) લે૦ શ્રી. "સમાજશાસ્ત્રી"
★ ઘરમાં સુખ ને સંપથી કેમ રહી શકાય તેનાં સૂચનો ૧૨૮ ૦–૧૦ ૦–૨

**૯. ગામડું બોલે છે :** (સચિત્ર) લે૦ શ્રી. ચુનીલાલ મડિયા
★ હિંદના નમૂનારૂપ એક ગામડાનું સાચું જીવન ૧૪૪ ૦–૧૦ ૦–૨

**૧૦. ગૃહજીવનનાં દૃશ્યો :** (સચિત્ર) લેખિકા : શ્રી. કુમુદ શેઠ
★ આપણાં ગૃહ–કુટુંબનાં સાચાં શબ્દચિત્રો ૧૩૨ ૦–૧૦ ૦–૨

**૧૧. મારો ભારત દેશ :** ( સચિત્ર ) લે૦ કાન્તિલાલ પરીખ
★ ભારતવર્ષના સૌંદર્ય અને વૈવિધ્યનો પરિચય ૧૩૬ ૦–૧૦ ૦–૨

**૧૨. આરોગ્યસાધના :** લે૦ ડુંગરશી ધરમશી સંપટ
★ આરોગ્યના સંરક્ષણ અંગે માર્ગદર્શન ૧૪૮ ૦–૧૦ ૦–૨

૧૩. ભગવાનનાં છોરુ : (સચિત્ર) લેખક : પુરાતન બુચ
* હરિજનોના જીવન-પ્રસંગોનો હૃદયસ્પર્શી ચિતાર ૧૩૬ ૦-૧૦ ૦-૨
૧૪. સાહસકથાઓ : લે૦ રમણિક અરાલવાળા
* લોકકલ્યાણ અર્થે સાહસ કરનાર વીરોની કથાઓ ૧૪૦ ૦-૧૦ ૦-૨
૧૫. ગુજરાતના સેવકો: મૂકસેવકોનાં જીવનચરિત્રો ૧૧૬ ૦-૧૦ ૦-૨

**બીજાં ત્રણ પુસ્તકો હવે પછી પ્રસિદ્ધ થશે.**

## યોજના વિષે માહિતી

- યોજનાના દરેક પુસ્તકની છૂટક કિંમત **દસ આના** છે.
- આ શ્રેણીનાં અઢારે પુસ્તકો માટે અગાઉથી નાણાં મોકલી નામ નોંધાવનારને **માત્ર રૂા. ૧૦)માં** મળશે. ટપાલરસ્તે મંગાવવા ઇચ્છનારે રૂા. ૧-૮ વધુ મોકલવો.

# ‘આમ સાહિત્યશ્રેણી’

જ્ઞાન-ચારિત્ર્ય-વર્ધક અને નિર્દોષ આનંદ મેળવી શકાય તેવું સાહિત્ય જૂજ કિંમતમાં પૂરું પાડવાના ઉદ્દેશથી, નાની પુસ્તિકાઓ પ્રસિદ્ધ કરવાનું શરૂ કર્યું છે. ગરીબ પણ સંસ્કારી વર્ગ પણ પોતાની ગુંજાશ પ્રમાણે નાની શી લાયબ્રેરી વસાવી શકે એવો આશય છે.

| | | | |
|---|---|---|---|
| **ગીતાસંકલન:**-સં૦ શ્રી રમણ મહર્ષિ : ... ... | ૫૨ | ૦-૩ | ૦-૧ |
| **મણિરત્નમાળા**-શ્રીમત્ શંકરાચાર્ય : સરળ અર્થ સાથે | ૧૬ | ૧-૬ | ૦-૧ |
| **જ્ઞાન અને કર્મ**-લે૦ સ્વામી અદ્વૈતાનંદ ... ... | ૭૨ | ૦-૩ | ૦-૧ |
| **આર્ય, બૌદ્ધ અને જૈન ધર્મના મૂળ સિદ્ધાંતોનો સમન્વય**-લે૦ પંડિત બહેચરદાસ દોશી ... | ૪૮ | ૦-૩ | ૦-૧ |
| **નારદનાં ભક્તિસૂત્રો**-મૂળ શ્લોકો, અર્થ તથા વિવેચન સાથે | ૬૪ | ૦-૩ | ૦-૧ |
| **જ્ઞાનનાં ઝરણાં**-(આવૃત્તિ ૨૭) લે૦ માધવતીર્થ : ... | ૬૪ | ૦-૩ | ૦-૧ |
| **શ્રીમદ્ ભગવદ્ગીતા**-(બે અધ્યાયી) મૂળ શ્લોકો તથા અર્થ સાથે | ૪૮ | ૦-૩ | ૦-૧ |
| **શ્રી રામકૃષ્ણ વાર્તાલાપ**-અનેક રસપ્રદ બોધક પ્રસંગો-ઉપદેશો | ૬૬ | ૦-૬ | ૦-૧ |
| **શ્રી રામકૃષ્ણ ઉપદેશ**-બોધદાયક ઉપદેશો ... ... | ૮૮ | ૦-૫ | ૦-૧ |
| **મનને**-(કાવ્ય) શ્રી. હેમંતકુમાર નીલકંઠ ... ... | ૪૦ | ૦-૩ | ૦-૧ |
| **કણ્ઠાભરણમ્**-મુખપાઠ કરવા યોગ્ય પ્રાર્થના-મંત્રો-અર્થ સાથે | ૬૪ | ૦-૩ | ૦-૧ |
| **જીવન**-ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ ... | ૫૬ | ૦-૩ | ૦-૧ |
| **...ન અને જ્ઞાન**-સ્વામી માધવતીર્થ : નવી આવૃત્તિ ... | ૪૮ | ૦-૩ | ૦-૧ |

| | | | |
|---|---|---|---|
| **ઉત્તરગીતા**–તત્ત્વબોધનો સરળ અનુવાદ : મૂળ શ્લોકો સાથે | ૬૪ | ૦–૬ | ૦–૧ |
| **સતી સાવિત્રી**–સત્યવાન ને સાવિત્રીની રોચક કથા ... | ૫૨ | ૦–૩ | ૦–૧ |
| **જેસલ ને તોરલ** તથા **જાલંધર ને ગોપીચંદ**–સ્વ. કલાપી | ૫૬ | ૦–૩ | ૦–૧ |
| **મેનાવતી ને ગોપીચંદ** તથા **ભર્તૃહરિ ને વિક્રમ** ,, ,, | ૪૮ | ૦–૩ | ૦–૧ |
| **ભક્તરાજ હનુમાન**–ટૂંકું જીવનચરિત્ર ... ... | ૭૬ | ૦–૬ | ૦–૧ |
| **શ્રીમત્ શંકરાચાર્ય**–(સચિત્ર) લેખક : પુરાતન બુચ | | | |
| જગદ્‌ગુરુ આદ્ય શંકરાચાર્યનું ટૂંકું જીવન અને કવન | ૪૮ | ૦–૩ | ૦–૧ |
| **શ્રી તૈલંગ સ્વામી**–વિશુદ્ધાનંદ તથા પાઉહારીબાબાનાં ચરિત્રો | ૮૮ | ૦–૪ | ૦–૧ |
| **બાળકોના વિવેકાનંદ**–લે૦ પ્રફુલ્લ ઠાકોર ... ... | ૬૪ | ૦–૪ | ૦–૧ |
| **ભગવાન બુદ્ધ**–(સચિત્ર) લે૦ પુરાતન બુચ | | | |
| બોધક જીવનપ્રસંગો આલેખતું ટૂંકું ચરિત્ર ... | ૫૬ | ૦–૪ | ૦–૧ |
| **સંત કબીર**–(સચિત્ર) સચોટ પ્રસંગો આલેખતું ટૂંકું ચરિત્ર | ૫૬ | ૦–૩ | ૦–૧ |
| **ધાવણની ધાર અને બીજી વાતો**–લે૦ ચુનીલાલ મડિયા : | | | |
| માનવસ્વભાવ અને લાગણી પ્રગટ કરતી ૪ વાતો... | ૭૬ | ૦–૩ | ૦–૧ |
| **કાળમુખી અને બીજી વાતો**–(સચિત્ર) લે૦ ચુનીલાલ મડિયા | | | |
| કાઠિયાવાડી જીવનની રસિક પણ નિર્દોષ ૫ વાતો | ૬૪ | ૦–૩ | ૦–૧ |
| **કેરીની મોસમ અને બીજી વાતો**–લેખક : 'શયદા' | | | |
| માનવહૃદયની સારી-નરસી લાગણીઓ વ્યક્ત કરતી ૭ વાતો | ૭૫ | ૦–૫ | ૦–૧ |
| **અણોજો અને નવું રેલવે સ્ટેશન**–શ્રી. ચુનીલાલ વ૦ શાહ | ૬૦ | ૦–૪ | ૦–૧ |
| **જીવનનો મર્મ**–લેખક : 'સોપાન' ... ... ... | ૮૪ | ૦–૬ | ૦–૧ |
| **નવજવાન** ,, ... ... ... | ૬૪ | ૦–૪ | ૦–૧ |
| **અહિંસાનું રહસ્ય** ,, ... ... ... | ૭૨ | ૦–૪ | ૦–૧ |
| **એ વૃદ્ધ પુરુષ!** ,, ... ... .. | ૫૬ | ૦–૪ | ૦–૧ |
| **આશાને અજવાળે** ,, ... ... ... | ૫૬ | ૦–૪ | ૦–૧ |
| **શ્રીમંતોનો સડો**–(કાવ્ય) શ્રી. ઈશ્વર ધોળકિયા ... | ૬૪ | ૦–૪ | ૦–૧ |
| **સમ્રાટ શ્રેણિક** અને **દેવી નંદા**–જૈન સંસ્કૃતિની બે નાયિકાઓ | ૬૪ | ૦–૩ | ૦–૧ |
| **જયભારતી**–(કાવ્ય) 'બે ઘડી મોજ'ના અધિપતિ કવિ શ્રી. | | | |
| 'શયદા'કૃત **ભારત**ની ચડતી–પડતીનું દિગ્દર્શન | ૩૬ | ૦–૬ | ૦–૧ |
| **બાળસદ્‌બોધ**–વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ ... ... | ૧૨૦ | ૦–૪ | ૦–૧ |
| **વિભુની વાટે ને રામાયણની રત્નપ્રભા**–ગુરુ-શિષ્યનો ઉપ- | | | |
| દેશાત્મક સંવાદ ને રામાયણ તથા આધુનિક યુગની તુલના | ૧૬૪ | ૦–૪ | ૦–૧ |

# અનુક્રમણિકા


| પ્રકરણ | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | **પ્રારંભ—નરસિંહ—મીરાંયુગ**—ગુજરાતી ભાષા, પ્રાકૃતો, જૂની ગુજરાતી, નરસિંહ, ભાલણ, મીરાં, નાકર, વસ્તો. ... ... ... | ૯થી ૨૩ |
| ૨ | **પ્રેમાનંદયુગ**—અખો, પ્રેમાનંદ, શામળ, નરહરિ-પારસી કવિ રૂસ્તમ અને નોશિરવાન, વલ્લભ મેવાડો. | ૨૪થી ૩૩ |
| ૩ | **દયારામયુગ**—પ્રીતમદાસ, દયારામ, ધીરો, ભોજો. | ૩૪થી ૩૮ |
| ૪ | **જીવનવિપર્યય**—નર્મદાશંકર, કરસનદાસ, મહીપતરામ, દલપતરામ, નવલરામ. ... ... | ૩૯થી ૪૮ |
| ૫ | **અંગ્રેજી શિક્ષણનાં પહેલાં ફળ**—ગોવર્ધનરામ, મણિલાલ, નરસિંહરાવ, રમણભાઈ, કેશવ હ. ધ્રુવ, આનંદશંકર. ... ... ... ... | ૪૯થી ૬૩ |
| ૬ | **નવી કવિતા**—નરસિંહરાવ, કલાપી, મણિશંકર, બળવંતરાય, ન્હાનાલાલ, અરદેશર, ખબરદાર, બોટાદકર, લલિત, રામમોહનરાય. ... ... ... | ૬૪થી ૭૩ |
| ૭ | **નવલકથા**—કરણઘેલો, સરસ્વતીચંદ્ર, ભોગીન્દ્રરાવ દિવેટિયા, કનૈયાલાલ મુનશી, રમણલાલ, મેઘાણી, ગુણવંત આચાર્ય ... ... ... | ૭૪થી ૮૭ |
| ૮ | **નવલિકા**—ધૂમકેતુ, કનૈયાલાલ મુનશી, રામનારાયણ પાઠક, ઝવેરચંદ મેઘાણી, ગુણવંત આચાર્ય, રમણલાલ, ધનસુખલાલ, જ્યોતીન્દ્ર દવે. ... ... | ૮૮થી ૯૪ |
| ૯ | **નાટક**—રણછોડભાઈ, વાઘજી આશારામ, નથુરામ સુંદરજી, ડાહ્યાભાઈ ધોળશાજી, કેશવ હ. ધ્રુવ, કાન્તા, રાઈનો પર્વત, જયાજયંત, પ્રતાપરાણો, શાહજહાં. | ૯૫થી ૧૦૫ |
| ૧૦ | **વ્યાપક સાહિત્ય**—ગાંધીજી, કિશોરલાલ મશરૂવાળા, કાલેલકર, મહાદેવ હરિભાઈ. ... ... | ૧૦૬થી ૧૧૩ |
| ૧૧ | **વર્તમાન સ્થિતિ**—સુન્દરમ્, ઉમાશંકર જોષી, સુંદરજી બેટાઈ, સ્નેહરશ્મિ, મનસુખલાલ ઝવેરી, વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, વિશ્વનાથ મગનલાલ, પન્નાલાલ પટેલ. | ૧૧૪થી ૧૨૨ |

# સાહિત્યપ્રારંભિકા

## પ્રકરણ ૧ : નરસિંહ–મીરાંયુગ

### શરૂઆત–જૂની ભાષા

આપણી ગુજરાતી ભાષા હાલ બોલાય છે તેવી પહેલાં બોલાતી નહોતી. હમણાં પણ આપણે જાણીએ છીએ, કે પ્રાંત-પ્રાંતની બોલીમાં ફેર હોય છે; એટલું જ નહિ, પણ લેખકલેખકની ભાષામાં પણ જુદાપણું હોય છે. આવું હોવા છતાં, બધા જ ગુજરાતીઓની ભાષા એક જ છે—ગુજરાતી જ છે—પછી ભલે ગુજરાતમાં, કાઠિયાવાડમાં કે હિંદના કે દુનિયાના ગમે તે જુદાજુદા ભાગોમાં વસતા હોય, તોપણ બધા ગુજરાતીઓની ભાષા તો ગુજરાતી જ છે.

હમણાં બોલાતી ભાષા સો–બસો વર્ષ પહેલાં આજના જેવી નહોતી; ત્રણસો–ચારસો વર્ષ પર તો કાંઈક વધારે જુદી લાગે તેવી હતી. પાંચસો–છસો વર્ષ પહેલાં તો ગુજરાત–કાઠિયાવાડમાં બોલાતી તે જ ભાષા મેવાડ, મારવાડ, માળવા–એ બધા પ્રદેશમાં વપરાતી.

ભાષાઓમાં ફેરફારો થયા જ કરે છે. અમુક લોકો અમુક ભાષા બોલતા હોય; તે લોકો પોતે બીજા મુલકમાં જાય, અગર તેના મુલકમાં બીજા લોકો આવે, એટલે ભાષાનો ભેળીસાળો થવા લાગે. સંપર્ક જેમજેમ વધે, તેમતેમ ફેરફારો પણ વધે. જોરદાર ભાષા હોય, આગ્રહી લોકો હોય, તો અમુક ભાષા વધારે પ્રચાર પામે. આમ પરાપૂર્વથી થતું જ આવ્યું છે. આર્યો જ્યારે ભરત-ખંડમાં આવ્યા, ત્યારે વેદોમાં જે ભાષા છે, તે બોલતા હતા. અહીં આવ્યા પછી અહીંના મૂળ વતનીઓની સાથે મળવા–ભળવા

લાગ્યા; પોતે પણ એકબીજાથી દૂરદૂર વસવાટ કરવા લાગ્યા; એટલે તેની અસર ભાષા પર થવા લાગી; ભાષામાં કાંઈકાંઈ વિકૃતિઓ થવા લાગી.

ભાષા જુદીજુદી થઈ જાય, તો લોકોનું ઐક્ય ન ટકે, એ તો સ્વાભાવિક જ હતું; એટલે આર્યોને સૂઝ્યું કે દેશદેશની ભાષામાં ભલે ફેરફારો થયા કરે, પણ સઘળા આર્યોમાં માન અને સ્વીકાર પામે તેવી એક સર્વવ્યાપક ભાષા તો હોવી જ જોઈએ. આ વિચાર એવો તો દૃઢ અને પાકો થઈ ગયો કે આર્યોએ સુંદર, સર્વવ્યાપક, સર્વમાન્ય ભાષા ઉપજાવી કાઢી. બોલાતી ભાષાઓ બગડી ગઈ હતી, એમ સમજી તેને સુધારી સંસ્કૃત ભાષા તૈયાર કરી. વેદોની મૂળ ભાષા પર આધાર રાખી, બગડતી, બગડેલી ભાષાનાં સ્વરૂપો સુધારી, ભાષાને સંસ્કાર આપી તેને સુધારી, એટલે તેને 'સંસ્કૃત' એવું નામ આપ્યું. બ્રાહ્મણો, વિદ્વાનો, મોટા લોકો સંસ્કૃત જ વાપરવા લાગ્યા; ધર્મનાં પુસ્તકો સંસ્કૃતમાં જ લખાયાં; સંસ્કૃત માટે માન અને પ્રેમ, શ્રદ્ધા અને પવિત્ર ભાવ કેળવ્યાં, એટલે સંસ્કૃત સર્વમાન્ય ભાષા ગણાવા લાગી–સંસ્કૃત એ જ ભાષા, મુખ્ય અને એકલી માન્ય ભાષા ગણાવા લાગી. દરેક દેશમાં લોકોની જુદીજુદી ભાષાઓ હતી, તે તો લોકસમસ્તમાં વપરાતી, તે ભાષા લોકોમાં—એટલે પ્રકૃતિમાં—વપરાતી, એટલે તે પ્રાકૃત કહેવાતી. સંસ્કૃત જ મૂળ ભાષા હતી, એ વિચારને એવો તો ઊંડો અને વ્યાપક બનાવ્યો હતો, કે દેશમાં બોલાતી ભાષા મૂળ સંસ્કૃતમાંથી જ બની છે એમ મનાવા લાગ્યું હતું; એટલે પ્રાકૃતની બીજી એવી પણ વ્યુત્પત્તિ પ્રચારમાં હતી, કે સંસ્કૃત એ પ્રકૃતિ, અને પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયેલ માટે પ્રાકૃત; દેશભાષાઓ સંસ્કૃતમાંથી વિકૃતિ પામીને બની છે, એવો ખ્યાલ લોકોમાં સારી પેઠે પ્રસરેલો હતો.

આવા સર્વવ્યાપી અભિપ્રાયની એટલી બધી અસર થઈ ગઈ હતી કે ભાષા એટલે સંસ્કૃત જ એમ મનાતું હતું. સંસ્કૃત

સિવાયની તે બધી જ પ્રાકૃત. સંસ્કૃત સિવાયની બધી જ ભાષાઓ માટે પ્રાકૃત, એ એક સામાન્ય નામ જ ગણાય છે. જુદાજુદા પ્રદેશોની પ્રાકૃતને માટે જુદાંજુદાં વિશેષણો લગાડવામાં આવતાં. જેમ કે મગધ દેશમાં બોલાતી પ્રાકૃત માગધી કહેવાતી; શૂરસેન–મથુરા નજીકના પ્રદેશમાં બોલાતી શૌરસેની વગેરે. આવી પ્રાકૃતો મુખ્ય પાંચ—ઉત્તર હિંદમાં પાંચ હતી: માગધી, શૌરસેની, પૈશાચી મહારાષ્ટ્રી અને અપભ્રંશ.

આ પ્રાકૃતોમાંની અપભ્રંશ, મેવાડ, મારવાડ, માળવા, ગુજરાત, સૌરાષ્ટ્ર એ બધા પ્રદેશમાં વપરાતી. ગુજરાત–સૌરાષ્ટ્ર પર ગુર્જરોનાં આક્રમણ થયાં. મૂળ વતનીઓ સાથે ગુર્જરો એવા મળી–ભળી ગયા, કે ભાષાનાં સ્વરૂપ પર પણ અસર થવા લાગી. અગિયારમા-બારમા સૈકામાં તો ભાષા એવી થઈ ગઈ, કે તેને અપભ્રંશ કહેવાય જ નહિ. ત્યારપછી પણ ભાષામાં ફેરફારો ચાલુ જ રહ્યા. ચૌદમા–પંદરમા સૈકામાં તે એવું સ્વરૂપ પામી, કે તેને આપણે ગુજરાતીનું જૂનું રૂપ ગણી શકીએ. એ રૂપમાં પણ ફેરફારો તો ચાલુ જ રહ્યા; સોળમા–સત્તરમા સૈકામાં જે સ્વરૂપ હતું, તેને 'ગુજરાતી' નામ અપાયું.

આપણી ભાષા માટે 'ગુજરાતી' એવું ચોક્કસ નામ પહેલવહેલું પ્રેમાનંદે જ વાપર્યું છે. 'દશમસ્કંધ'માં એક જગ્યાએ પ્રેમાનંદે તે નામ વાપર્યું છે—બીજે બધે તો પ્રેમાનંદ પણ ભાષા માટે 'પ્રાકૃત' નામ જ વાપરે છે. પ્રેમાનંદ જ નહિ, બધા જ લેખકો પોતાની ભાષા માટે પ્રાકૃત એવું જ સામાન્ય નામ વાપરે છે—સંસ્કૃત નહિ તે પ્રાકૃત, એમ જ પ્રયોગ થયા કર્યો છે.

અપભ્રંશમાં ફેરફારો થયા કર્યા—ભાષા બદલાતી રહી; ચૌદમા-પંદરમા સૈકામાં ભાષાએ જે સ્વરૂપ લીધું હતું, તે ગુજરાતી કહી શકીએ તેવું હતું—હાલના જેવું નહિ, તોપણ ગુજરાતી તો ખરું; સ્વરૂપ જરા જુદું અને જૂનું, એટલે તે સમયની ભાષાને જૂની ગુજરાતી એવું નામ આપવામાં આવે છે.

પહેલાંની ભાષા 'ગુજરાતી' ન કહેવાય, પણ ચૌદમા-પંદરમા સૈકાથી તો આ પ્રદેશની ભાષાને જે સ્વરૂપ મળ્યું, તે સ્પષ્ટ રીતે ગુજરાતી ગણી શકાય; એટલે ગુજરાતી ભાષાની શરૂઆત ચૌદમા-પંદરમા સૈકાથી ગણવામાં આવે છે. તે વખતની ભાષાને જૂની ગુજરાતી એમ ઓળખીએ, તો સ્પષ્ટતા અને સત્યતા બન્ને સચવાય. નામ ગુજરાતી આપીએ, એટલે ભાષાસાહિત્યના ઇતિહાસની શરૂઆત પણ ત્યારથી જ કરવી જોઈએ.

ચૌદમા-પંદરમા સૈકાની જૂની ગુજરાતીનો નમૂનો નીચે આપ્યો છેઃ-

> રાજપુત્ર ! તહ્મો શં સાંભલશુ મુજ દૂખિણીનું મર્મ ?
> અભાગિણી હૂં અતિ પાપિણી ! ક્રૂર કર્યાં બહુ કર્મ !
> જન્મ થકી વૈરાગ્ય વારતા, સુખ કેરં નહિ લેશ;
> તેહ સાંભલી નિ શૂં કરશુ ? શોક કથાઈ નરેશ ?
> ઈમ કરતાં જો સાંભલવાનું કૌતક હુઈ મંનિ;
> કથા સહૂ હૂં કહૂં, સાંભલુ સ્થિર થઈ રાજન્ !
>
> —**'કાદમ્બરી'** કડવું ૧૪

નેને બદલે નિ, એમને બદલે ઈમ, સાંભળશોને બદલે સાંભલશું તથા મંનિ, કથાઈ વગેરે પ્રયોગો જૂની ગુજરાતીનું સ્વરૂપ બતાવે છે.

નરસિંહ મહેતો આ જમાનાનો જ—જૂની ગુજરાતીના સમયનો જ—લેખક છે, પણ તેનાં પદો કંઠોપકંઠે ઊતરતાં આવ્યાં છે; એટલે જમાનાજમાના પ્રમાણે બદલાતાં ગયાં. નરસિંહનાં હાલનાં કાવ્યોની ભાષા તેના વખતની ભાષા તો રહી જ નથી. વળી, છાપાવાળાએ પણ ભાષાને તદ્દન આધુનિક સ્વરૂપ જ આપી દીધું; એટલે જૂની ભાષાનું નામનિશાન રહ્યું નથી. કોઈ જગ્યાએ એકાદ શબ્દ કે સ્વરૂપ રહી ગયું હોય, તો જ કાંઈક જૂનવાણી નિશાની મળે છે—બાકી તો જૂની ભાષા જાણવા તક જ નથી. નરસિંહ મહેતાના

વખતની ભાષા તેનાં પદો પરથી જાણવા માટે તો સંભવ જ નથી, પણ છેલ્લી હાથપ્રત પ્રમાણે છપાયાં હોત, તોય તે પ્રતનાં સમયની ભાષા કાંઈક જાણવામાં આવત; તેવું પણ કાંઈ થયું નથી. હવે માત્ર એટલું રહ્યું છે, કે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં, ફારબસ સભામાં કે બીજી કોઈ જગ્યાએ જે જૂની હાથપ્રત રહેલી હોય, તો તે જોવાથી કાંઈક પ્રકાશ મળે ખરો. આવા અભ્યાસ માટે તો ખાસ શોખ ધરાવનારા કોઇ નીકળે, તો જ સાધનોની શોધખોળ થઈ શકે.

નરસિંહ મહેતાની કવિતાની ભાષા આધુનિક બની ગઈ છે, પણ તે જે સમયના બીજા લેખક ભાલણની ' કાદંબરી ' જૂની ભાષામાં જ રહી છે. 'કાદંબરી' બહુ જાણીતું પુસ્તક નહિ એટલે તે જ્યારે છેલ્લું લખાયું, ત્યારે જે ભાષા હતી તે ભાષામાં ટકી રહ્યું. પુસ્તકરૂપે કોઈ ભંડારમાં પડી રહ્યું એટલે તેની ભાષામાં ફેરફારનો પ્રસંગ રહ્યો જ નહિ. તે 'કાદંબરી'માં તેમ જ 'કહાનડદે પ્રબંધ' માં અને હવે હળવેહળવે બીજા મળી આવતા કેટલાક નાના-મોટા ગ્રંથમાં જૂની ભાષા સચવાઈ રહી છે. તે ભાષા તે પુસ્તકના લેખકના સમયની તો હોય કે ન હોય, પણ જે સાલમાં તેની છેલ્લી નકલ થઈ હશે, તે સમયની તો હશે એમ માની શકાય.

આજ સુધી જૂના કવિઓનાં પ્રકાશનમાં ધોરણ જ એવું રખાયું હતું, કે ભાષાને આધુનિક રૂપ આપીએ, તો જ વાચકો લાભ લે; એટલે બૃહત 'કાવ્યદોહન', 'પ્રાચીનકાવ્યમાળા' વગેરેમાં ભાષામાં બહુ સ્વરૂપફેર થઈ ગયેલો છે.

નરસિંહ, મીરાં વગેરે જૂના લેખકોની ભાષા તેઓની અસલ ભાષા તો નથી જ, એ યાદ રાખવાનું છે.

હવે સમજવામાં આવતું જાય છે, કે જૂના કવિઓની જૂની ભાષા સચવાઈ હોય, તો અભ્યાસ માટે ખૂબ સરળતા થાય અને તેથી હવે તે જાતના વર્તન તરફ પ્રવૃત્તિ થવા માંડી છે, એ એક શુભ ચિહ્ન છે.

**નરસિંહ મહેતો :** સંવત ૧૪૭૦થી ૧૫૩૬

ગુજરાતી ભાષાંના જૂનામાં જૂના કવિ તરીકે તથા આદ્ય કવિ તરીકે નરસિંહ મહેતો આખા ગુજરાતમાં અને ગુજરાતની બહાર પણ ખૂબ જાણીતો છે.

નરસિંહ મહેતો કાઠિયાવાડમાં આવેલા જૂનાગઢનો રહેવાસી હતો. તેના જીવન સંબંધે ચોક્કસ માહિતી થોડી જ છે. ઇતિહાસ જેવી પ્રવૃત્તિ પર આપણું લક્ષ્ય જ નહોતું. મહાજનોની સ્મૃતિ દંતકથાઓ દ્વારા જ ચાલુ રાખવા જેટલી તેમની સેવા કરવામાં આવે છે. એ પ્રમાણે નરસિંહ મહેતા માટે પણ કેટલીક દંતકથાઓ પ્રચલિત છે. તેવી બધી દંતકથાઓમાંથી સાર કાઢીએ, તો હકીકત એવી નીકળે છે, કે નરસિંહ મહેતો નાનપણમાં ગમાર અને ધૂની છોકરો ગણાતો. કામધંધામાં દિલ ચોંટાડ્યું નહિ હોય એટલે ભાભીનાં મહેણાં સાંભળવાં પડ્યાં. મહેણાંથી મનને દુઃખ થયું. દંતકથા કહે છે, કે મહેણાંથી રિસાઈ તેણે ભાઈનું ઘર છોડ્યું અને મોસાળ જવા નીકળ્યો. મોસાળ પહોંચ્યો કે નહિ, એ કાંઈ જાણવામાં નથી; પણ મોસાળ જતાંજતાં ગોપનાથનાં દર્શન કરવા રોકાયો અને ગોપનાથની પૂજામાં જ બેસી ગયો. ગોપનાથની સેવા એણે એવી નિષ્ઠાથી અને અનન્ય ભાવે કરી કે ગોપનાથ પ્રસન્ન થયા. કૃષ્ણની રાસલીલાનાં દર્શન માટે પોતે જતા હતા, ત્યાં નરસિંહ મહેતાને સાથે લઈ ગયા. નરસિંહ કૃષ્ણની રાસલીલા જોઈ એવો તન્મય અને કૃષ્ણમય બની ગયો કે તે ઘડીથી જ કૃષ્ણભક્તિમાં મસ્ત અને મશગૂલ થયો.

રાસલીલાનાં દર્શન કરી, કૃષ્ણભક્ત બન્યા પછી, તે પાછો જૂનાગઢ આવ્યો. ભાઈ–ભોજાઈ સાથેનો અણબનાવ ટળી ગયો. ભાઈએ તેને પરણાવ્યો. તેને એક છોકરો અને એક છોકરી–એમ બે સંતાન થયાં. તે બંનેને પરણાવ્યાં પણ ખરાં. નરસિંહ મહેતાની આજીવિકા માટે શી વ્યવસ્થા હશે, એ કંઈ જાણવામાં નથી; પરંતુ કૃષ્ણભક્ત તરીકે ભજનકીર્તન કરતો હશે, કવિતા બનાવતો હશે,

જીવન ગરીબાઈમાં ગાળવું પડ્યું હશે, છતાં ગુજરો તો ચાલતો હશે.

નરસિંહ મહેતાનાં લખાણમાં જ્ઞાનની કોટિ અને સર્જકશક્તિની સંસ્કારી ઉચ્ચતા જોતાં, એમ તો સ્વીકારવું જ પડે છે, કે તેને સંસ્કાર ઘણા સારા મળેલા હોવા જ જોઇએ. તેનું તત્ત્વજ્ઞાન ચોક્કસ અને ઊંડું છે, તેનું સંસારજ્ઞાન વિશાળ અને નિર્મળ છે અને તેનું લખાણ સરળ છતાં ભાષા પર પ્રભુત્વવાળું અને રચનામાં કળાકૌશલ્ય દાખવનારું છે. તેની કવિતામાં ગીતમાધુર્ય અને ભાવમાધુર્ય એવી તો સ્વાભાવિક રીતે આવી રહે છે, કે કુદરતની બક્ષિસ અને અથાક અભ્યાસના સુમેળ વગર એવી કુશળતા ભાગ્યે જ આવે. નરસિંહ મહેતાએ કયારે અને કોની પાસે અભ્યાસ કર્યો, એ કંઈ કોઈના જાણવામાં નથી–માત્ર એટલી અટકળ કરી શકાય, કે જૂનાગઢ છોડી, ગોપનાથની સેવામાં જે સમય ગાળ્યો, ત્યાં કદાચ કોઈ ગુરુ મળ્યો હોય; ત્યાં થયેલી જ્ઞાનપ્રાપ્તિને પાછળથી વાચન–શ્રવણથી વિપુલ બનાવી હોય, એ બનવાજોગ છે.

તેનાં પ્રભાતિયાં અને જ્ઞાનનાં પદોમાં બુદ્ધિ અને કવિત્વનાં જે તેજ ઝળકારા મારી રહ્યાં છે, તેની બરોબરી કરી શકે તેવું સાહિત્ય ગુજરાતીમાં તો શું, હિંદની બીજી કોઈ પણ ભાષામાં ભાગ્યે જ લખાયું હશે. પ્રભાતિયાં તો ગુજરાતીઓનું અવિનાશી ધન છે. ઘરગથ્થુ, સર્વસુલભ ભાવો, વર્ણનમાં સર્વને એકદમ જ ગમી જાય–યાદ રહી જાય, સ્વાભાવિક જ લાગે તેવા વિચારો, ભાષામાં મધુરી ઝડઝમકના પ્રયોગો અને ગામડાંના અને શહેરના સર્વ લોકોને મુગ્ધ બનાવે, તેવા સર્વપ્રિય વિષયો—આવા-આવા ગુણોને લીધે પ્રભાતિયાં તો ગુજરાતમાં ગામેગામ અને ઘેરઘેર ગવાયાં કરે છે. 'જાગને જાદવા', 'જળકમળ છાંડી જાને બાળા', 'જે ગમે જગતગુરુદેવ જગદીશને', 'અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ', 'નીરખને ગગનમાં કોણ ઘૂમી રહ્યો' વગેરે પ્રભાતિયાં ગામડેગામડે અને ઘેરઘેર લલકારાતાં હજી આજ પણ સંભળાય છે.

નરસિંહ મહેતાએ 'સુદામાચરિત્ર', 'ચાતુરી', 'સહસ્રપદી રાસ' વગેરે ઘણુંઘણું લખ્યું છે. પોતાના જીવન સંબંધે પણ કાંઈકાંઈ લખ્યું છે, એમ પણ મનાય છે. 'હારમાળા' માટે હજી બે મત પ્રવર્તે છે: કેટલાક તેને નરસિંહ મહેતાની લખેલી માને છે અને કેટલાક પ્રેમાનંદની માને છે. ખરો ખુલાસો તો એવો લાગે છે, કે નરસિંહ મહેતાએ થોડાં પદો કર્યાં હશે અને પછીના લેખકોએ તેમાં વધારો કર્યા કર્યો હશે. પ્રેમાનંદે તે બધાંને ફરી લખ્યાં. નરસિંહ મહેતાનાં અને બીજા લેખકોનાં લખેલાં બધાં પદોને પોતાની મતિ પ્રમાણે સુધાર્યાં, કોઈ નવાં પણ ઉમેર્યાં અને એમ 'હારમાળા' તૈયાર થઈ. આ પ્રશ્ન હજી ચર્ચાસ્પદ ગણાય છે. શોધખોળથી સત્ય શોધી શકાય એવો હજી સમય છે. કોઇ ધૂની અભ્યાસી નીકળી આવે તો હજી કાંઈક નવું જાણવાનું કદાચ મળે. તેવી બાબતોમાં પૂર્વગ્રહ કે મતાગ્રહ રાખવામાં આવે, તો સત્ય પર આચ્છાદન વળી જાય છે.

નરસિંહ મહેતાનો સમય સંવત ૧૪૭૦થી ૧૫૩૬ સુધીનો ગણાય છે.

**ભાલણ :** સંવત ૧૪૯૦થી ૧૫૭૦

નરસિંહ મહેતા ઉપરાંત બીજા કેટલાક લેખકો થઈ ગયા હશે, પણ આપણને આજ સુધીમાં થોડા જ જાણવામાં આવ્યા છે. અભ્યાસ અને શોધખોળ ચાલુ રહેશે, તેમતેમ બીજા જાણવામાં આવશે. હમણાં પણ થોડાઘણાની માહિતી મળી છે. નરસિંહ મહેતાની સાથોસાથ પણ કદાચ ઊભો રહે, તેવો એક લેખક ભાલણ છે.

તે સિદ્ધપુર–પાટણનો રહેવાસી હતો. સંસ્કૃતમાં લખાયેલા ગદ્યકાવ્ય 'કાદંબરી'નું તેણે ગુજરાતીમાં પદ્યરૂપે ભાષાંતર કર્યું છે–અક્ષરશ: ભાષાંતર તો નથી, પણ વાર્તા, વર્ણન વગેરેનો મુખ્ય-મુખ્ય ભાગ આવી જાય તેવો અનુવાદ છે. તે પુસ્તકભંડારમાં પડી રહ્યું, એટલે તે સંબંધે માહિતી રહી નહિ. વળી વિષય પણ એવો

કે સંસ્કૃતના સારા પંડિત સિવાય બીજાને સમજ પણ ન પડે; એટલે તે પુસ્તકની ભાષા મૂળ સ્વરૂપમાં જળવાઇ રહી અને અસલ પ્રમાણે જ તે છાપવામાં આવ્યું, એટલે જૂની ભાષા જાણવાની આપણને સગવડ રહી.

ભાલણે 'કાદંબરી' ઉપરાંત 'સપ્તશતી', 'નળાખ્યાન', 'દશમસ્કંધ' વગેરે લખ્યું છે. ખાસ તો તેનાં રામબાળલીલાનાં પદો બહુ ગમી જાય તેવાં છે. તે પદોમાં બાળભાવનું વર્ણન, માતાની બાળક માટેની અધીરજનું અને ચિંતાભરી લાગણીનું વર્ણન, લોકો બાળકોમાં અને બાળકની રમતમાં કેવો રસ લે છે, તેનું વર્ણન, બાળકોની રમતોનું વર્ણન વગેરે એવી સરસ રીતે લખાયું છે, કે તે પદો એકદમ જ પ્રિય થઈ પડે છે.

ભાલણ ઉપરાંત બીજા લેખકો પણ હળવેહળવે જાણવામાં આવતા જાય છે.

## બીજા થોડા લેખકો:

કાયસ્થ કવિ કેશવે 'કૃષ્ણલીલામૃત' કાવ્ય લખ્યું છે. એ કવિ પ્રભાસપાટણનો રહેવાસી હતો અને સંવત ૧૫૨૯માં હયાત હતો.

સંવત ૧૫૪૦માં લખાયેલ 'હરિલીલાષોડશકળા'નો લેખક ભીમ પણ તે જ અરસામાં થયો છે. સંસ્કૃતમાં લખાયેલા એક પુસ્તક પરથી ભીમે આ કળાઓ લખી છે. તેમાં ભાગવતનો સાર કાવ્યરૂપે લખ્યો છે. સંસ્કૃતના આધાર પરથી એ લખાયેલ હોવા છતાં, કેમ જાણે સ્વતંત્ર લખાણ હોય, એવી જ છાપ પડી રહે છે.

સંવત ૧૫૧૨માં પદ્મનાભે 'કહાનડદે પ્રબંધ' લખ્યો છે; તેમાં યુદ્ધનું વર્ણન છે. એક ગઢને વેરો ઘાલવામાં આવે છે તે વિષે લખાણ છે. હથિયારોની માહિતી, લડાઈની તૈયારીઓ અને લોકોના યુદ્ધસમયના મનોભાવ વિષે લખાણ હોઈ, નવી જાતનું સાહિત્ય રજૂ કરનારું તે પુસ્તક ઠીક પ્રચાર પામી રહ્યું છે.

આ ઉપરાંત પણ હરસેવક નામના લેખકનું 'મયણરેહા રાસ'

નામનું પુસ્તક છે; જયશેખરે 'ત્રિભુવન દીપક પ્રબંધ' લખ્યો છે; હીરાનંદે 'વસ્તુપાલ તેજપાલ રાસ' લખ્યો છે; જનાર્દનનું 'ઉષાહરણ', કર્મણ મંત્રીકૃત 'સીતાહરણ', કોઈ અજાણ્યા લેખકનો 'વસંતવિલાસ', લાવણ્યસમયકૃત 'વિમળપ્રબંધ' વગેરે લખાણો હવે જાણવામાં આવ્યાં છે. તેમાંનાં કેટલાંક તો છપાઈ પણ ગયાં છે. બીજા પણ કેટલાક લેખકો હજી અજાણ્યા રહ્યા હોય એ બનવાજોગ છે. જૂનું તે બધું જ સોનું ન ગણીએ, તોપણ સંભવ છે, કે કોઈક સત્ત્વશાળી પણ અંધારામાં દટાઈ રહ્યો હોય. વધારે શોધખોળ અને આગ્રહભર્યા અભ્યાસની હજી જરૂર છે, એ તો દેખીતું જ છે.

**મીરાંબાઈ:** સંવત ૧૫૫૫–૬૦થી ૧૬૨૦–૨૫

નરસિંહ મહેતાની પેઠે મીરાંબાઈ પણ ભક્ત તરીકે ગુજરાતમાં જ નહિ, પણ આખા ભરતખંડમાં જાણીતાં છે. ગુજરાતના શ્રેષ્ઠ કવિઓમાં મીરાંબાઈની ગણના થતી જ આવી છે.

ચાળીસ–પચાસ વર્ષ પહેલાં એમ મનાતું હતું કે ગુજરાતી સાહિત્યની શરૂઆત નરસિંહ–મીરાંથી થઇ હતી અને તે સમયમાં માત્ર ભક્તિસાહિત્ય જ લખાતું હતું. તે યુગને ભક્તિયુગ એવું જ નામ અપાતું હતું; કારણ એ હતું કે કંઠોપકંઠે ઊતરી આવેલાં ભજનો અને ભક્તિનાં પદો જ લોકોના જાણવામાં હતાં; પરંતુ હળવે હળવે બીજું સાહિત્ય પ્રકાશમાં આવવા લાગ્યું, બીજા ગ્રંથોની માહિતી મળવા લાગી અને તે સમયમાં પણ આખ્યાન, પ્રશસ્તિકાવ્ય, સંવાદ, વાર્તા વગેરે લખાયેલાં છે, એ જાણવામાં આવતું ગયું. શ્રીધર નામના લેખકે 'રણમલ્લછંદ' સંવત ૧૪૫૪માં લખ્યો છે. ભીમ નામના એક લેખકે સંવત ૧૪૬૬માં 'સદયવત્સચરિત' લખ્યું છે. 'પ્રબોધબત્રીશી', 'વસંતવિલાસ', 'વિમળપ્રબંધ,' 'ઉષાહરણ' વગેરે જુદીજુદી પ્રતિનાં લખાણ મળી આવ્યાં છે; એટલે નરસિંહ–મીરાંનો યુગ ભક્તિયુગ હતો એમ કહી શકાય તેવું રહ્યું નથી.

એ બધાં લખાણમાંથી ખાસ ઊંચા ગુણો ઘણા થોડામાં જ છે. ભાલણની 'કાદંબરી' જેવું સુંદર લખાણ પણ હવેના જમાનામાં બહુ પ્રચાર પામે એવું નથી. જે જે જૂના લેખકો અને જૂનું સાહિત્ય હવે પ્રકાશમાં આવતું જાય છે, તે બધું ટકાવી રાખવા જેવું ભાગ્યે જ ગણાશે. અભ્યાસીઓ માટે તો તે અવશ્ય ઉપયોગી થઈ પડશે; વિદ્યાર્થીઓને પણ શોધખોળ માટે ઉપયોગી બનશે; સામાન્ય જનસમુદાયમાં નરસિંહ–મીરાંનાં કાવ્યો જેટલાં લોકપ્રિય છે અને સદાકાળ લોકપ્રિય રહેવાનાં છે, તેવું ઈતર સાહિત્ય માટે થવાનો સંભવ નથી.

મીરાંબાઈની કૃતિઓ પ્રમાણમાં થોડી છેઃ પરંતુ લોકમાનસને અસર કરવાનો ગુણ તેની બધી જ કૃતિઓમાં બહુ ઊંચી પ્રતિનો છે. નરસિંહ મહેતાનાં પ્રભાતિયાંની પેઠે મીરાંબાઈનાં ભજનો ગુજરાતી હૃદયને તલ્લીન બનાવવામાં બહુ સફળ થયાં છે. મીરાંબાઈની વાણીમાં એવું મનમોહક આકર્ષણ છે, તેના સ્ત્રીહૃદયના ભાવભર્યા ઊભરામાં એવી તો મોહની છે કે તે દરેકના હૃદયને એકદમ વશ કરી લે છે.

મીરાંબાઈનાં લખાણમાં વિષયવૈવિધ્ય કશું નથી. તે તો ભક્તિની ધૂનમાં તલ્લીન છે; કૃષ્ણની સાથે જ તે હમેશાં પોતાનો વખત ગાળે છે; કૃષ્ણના સહવાસમાં આનંદ માણે છેઃ કૃષ્ણના વિરહથી થતી લાગણી પ્રદર્શિત કરે છે. આત્મકથાના ઇસારા એકાદ–બે કાવ્યમાં છે, પરંતુ તે કાવ્યોમાં પણ, માળામાં સૂત્ર હોય છે તેમ, કૃષ્ણ અને કૃષ્ણની ભક્તિ પ્રેરણારૂપ, કાવ્યમાં પ્રાણ રેડનાર ભાવરૂપ. સર્વત્ર હાજર જ હોય છે. મીરાબાઇને જ્ઞાન કે ઉપદેશ, આનંદ કે ઉલ્લાસ, ધર્મ કે ફરજ–એકેની દરકાર નથી. તે તો ભક્તિમાં મસ્ત અને કૃષ્ણસેવામાં મગ્ન રહે છે. ભક્તિની ધૂનમાં તન્મય બની ભજનો ગાવાં, કૃષ્ણ સાથે સાક્ષાત્કાર અનુભવવો અને જીવનને કૃષ્ણના ચરણમાં, કૃષ્ણ સાથે એકરૂપ થવામાં ગાળવું, એ જ એની મજા છે, એ જ એનું જીવન છે. 'કાનુડો ન જાણે મારી પીડ,'

'નહિ રે વિસારું હરિ', 'ઘેલાં અમે ભલે થયાં', 'સતભામાનુ રૂસણું' વગેરે ભજનોના ભાવ અને તેના રસપ્રવાહ ગુજરાતમાં એટલા બધા પરિચિત અને પ્રિય થઈ રહ્યા છે કે મીરાંબાઈનાં બસો–અઢીસો જેટલાં જ કાવ્યો હોવા છતાં ગુજરાતી જનતાને મન મીરાંબાઈ તો અનન્ય ભક્ત અને ઉત્તમ કવિ તરીકે ખૂબ પૂજ્ય બની રહેલ છે.

નરસિંહ મહેતાનાં કાવ્યોની પેઠે જ મીરાંબાઈનાં કાવ્યો પણ આજ આપણને જે ભાષામાં મળે છે, તે ભાષામાં લખાયાં નહોતાં. તેના સમયમાં મેવાડ, મારવાડ, માળવા, ગુજરાત, સૌરાષ્ટ્ર વગેરે પ્રદેશમાં બોલાતી ભાષા એકસરખી હતી, એટલે જ મીરાંબાઈનાં ભજનો અને ગીતો સર્વત્ર પ્રચાર પામી શક્યાં; પરંતુ જેમજેમ જમાના ફરતા ગયા અને ભાષામાં પણ હળવે હળવે ફેરફાર થતા ગયા, તેમતેમ મીરાંબાઈનાં પદો તત્કાલીન સ્વરૂપ લેતાં ગયાં. કંઠોપકંઠે યાદ રાખી પ્રચાર પામતા સાહિત્યમાં આવા ફેરફાર થયા જ કરે છે. મીરાંબાઈનાં પદોમાં તો બે પ્રકારના ફેરફાર થયા છે. ગુજરાતમાં બોલાતાં તેનાં પદો ગુજરાતી સ્વરૂપ પામતાં રહ્યાં; તેમ જે પદો મેવાડ, મારવાડ અને ઉત્તર હિંદમાં રહ્યાં, તે પદો હળવેહળવે હિંદી સ્વરૂપ લેતાં ગયાં. મીરાંબાઈનાં પદો જેમ ગુજરાતી ભાષામાં છે, તેમ જ હિંદી ભાષામાં પણ છે.

મીરાંબાઈ મેડતાના રાઠોડનાં પુત્રી હતાં અને ચિતોડના કુંભારાણાના પુત્ર ભોજરાજજી સાથે તેમનાં લગ્ન થયાં હતાં. ભોજરાજજી લગ્ન પછી તરત જ રણમાં પડ્યા, એટલે મીરાંબાઈ વિધવા થયાં. પિતાના ઘરની કૃષ્ણભક્તિમાં મીરાંબાઈનું મન નાનપણથી જ ચોંટેલું હતું, એટલે મીરાંબાઈને વૈધવ્યદશાથી ખાસ કાંઈ દુ:ખ–શોક થયાં નહિ; તે તો કૃષ્ણભક્તિમાં જ જીવન સમર્પણ કરી રહ્યાં હતાં, એટલે સંસારના સુખભોગ માટે તેમના હૃદયમાં અવકાશ જ નહોતો. ભજનકીર્તન ગાવાં અને સાધુસંતોને ભેગા કરી ભક્તિમય જીવન ગાળવુ, કૃષ્ણની સેવા, કૃષ્ણ સાથે સહવાસ

અને આખરે કૃષ્ણને જ દેહ સમર્પણ કરી કૃષ્ણમાં જ સમાઈ જવું, એ માટે જ મીરાંબાઈ જીવી રહ્યાં હતાં. રજવાડામાં રાજની રીતે રહેવા માટે તેમને સમજાવવા પ્રયત્નો થયા, પરંતુ મીરાંબાઇને કશી જ અસર થઈ નહિ; કુટુંબીઓ અને સંસારીઓ તરફથી કનડગત વધવા લાગી, એટલે મીરાંબાઈ રાજકુટુંબ અને સ્વજન-સ્વદેશ છોડી, કૃષ્ણના ચરણમાં જ જીવન ગાળવાનો નિશ્ચય કરી દ્વારકામાં જતાં રહ્યાં અને ત્યાં રણછોડરાયજીના ધામમાં શેષ જીવન ગાળ્યું. રાજકુટુંબીઓએ પાછા કુટુંબમાં આવવા ઘણીવાર વિનવણી કરી, પણ મીરાંબાઇએ દ્વારકાં છોડ્યું નહિ. દંતકથા એમ કહે છે કે રાણાજીના અત્યાગ્રહને વશ થઈ, મીરાંબાઇએ દ્વારકાં છોડી સ્વદેશ આવવા હા પાડી અને તેઓ રણછોડરાયજીની છેવટની પરવાનગી લેવા મંદિરમાં ગયાં, તે મંદિરમાંથી પછી પાછાં આવ્યાં જ નહિ; રણછોડરાયજીના શરીરમાં જ સમાઈ ગયાં!

મીરાંબાઈના જીવન સંબંધે પહેલાં તો પુષ્કળ મતભેદ હતા, પણ હવે નિશ્ચિત રીતે મનાય છે કે તેમનાં લગ્ન સંવત ૧૫૭૩માં થયાં હતાં, એટલે જન્મ સંવત ૧૫૬૦ના અરસામાં થયેલો હોવો જોઈએ. અવસાન માટે કોઈ ૧૬૦૩નું વર્ષ માને છે અને કોઈ તો તે ૧૬૨૦ સુધી હયાત હતાં એમ કહે છે.

**નાકર :** સંવત ૧૫૫૦-૬૦થી ૧૬૩૦-૪૦

મીરાંબાઈ દ્વારકામાં ભક્તિમય જીવન ગાળતાં હતાં, તે સમયમાં વડોદરામાં નાકર નામનો એક વૈશ્યકવિ આખ્યાન ઉપર આખ્યાન લખી, બ્રાહ્મણને આપી, બ્રાહ્મણને આજીવિકા માટે સગવડ કરી આપતો હતો.

પ્રેમાનંદ પહેલાં પણ આખ્યાનકાર થઈ ગયા છે અને કોઈ કોઇએ તો સંખ્યાબંધ આખ્યાનો લખેલાં છે; પરંતુ તે આખ્યાનોમાં સાહિત્યગુણ નહિ હોવાથી, તે બધાં ક્ષણજીવી જ રહ્યાં. આખ્યાનોમાં પણ કવિત્વ કે સત્વ જેવું કાંઈ જ નથ

આખ્યાનો સાંભળવાં ગમતાં હતાં, બ્રાહ્મણો આખ્યાનો ગાઈ આજીવિકા મેળવતા હતા, એટલે તે ધંધો કરનારા કોઈ કોઈ નીકળી આવતા. નાકરને તે શોખ લાગી ગયો. પોતે બ્રાહ્મણ નહિ હોઈ, આજીવિકા માટે તો તેને જરૂર નહોતી; પરંતુ આખ્યાનો રચવાનો નાદ લાગી જતાં, તેણે તે કામ ખૂબ હોંશથી ચાલુ રાખ્યું; પોતે રચેલાં આખ્યાનો એક બ્રાહ્મણને આપી દેતો; બ્રાહ્મણ તેથી પોતાનું ગુજરાન ચલાવતો. આમ નાકરે પોતાનાં આખ્યાનો દ્વારા પરોપકાર પણ ખૂબ કર્યો. સંવત ૧૫૫૦–૬૦થી ૧૬૩૦–૪૦ સુધીમાં તે થઈ ગયો.

## અન્ય લેખકો :

બીજા આખ્યાનકારોમાં 'કાદમ્બરી'કાર ભાલણના દીકરા ઉદ્ધવ અને વિષ્ણુદાસ તથા ખંભાતનો વિષ્ણુદાસ–એ ત્રણ ઠીકઠીક લખી ગયા છે અને તેમની કંઈ કંઈ કૃતિઓ હાથ પણ લાગી છે.

તે જમાનામાં વાર્તા લખનારા પણ થતા હતા. 'રસમંજરી' નામની વાર્તાનો લખનાર વછરાજ સંવત ૧૬૦૦ માં થયેલો મનાય છે. તુળસી, ગોપાળદાસ, વસ્તો–એ પણ આ જ જમાનામાં ગણી શકાય. સંવત ૧૬૨૫–૩૦ ના અરસામાં ગોપાળદાસ અને સંવત ૧૬૫૩માં વસ્તો થયેલા મનાય છે. આ બંને લેખક ખાસ ધ્યાન ખેંચે તેવા છે. ગોપાળદાસે શ્રીમદ્‌વલ્લભાચાર્યનું 'વલ્લભાખ્યાન' નામે જીવન લખ્યું છે. વલ્લભીસંપ્રદાયવાળાઓમાં તે એક માન્ય ગ્રંથ ગણાય છે; તેના પર વ્રજભાષામાં ટીકા લખાઈ છે. 'વલ્લભાખ્યાન'ની ભાષા સંસ્કારી અને અધ્યયન યોગ્ય છે. ગુજરાતી શાળા–મહાશાળાનાં પાઠ્યપુસ્તકોમાં આવાં આખ્યાનને સ્થાન નથી મળતું, એ જરા શોચનીય છે.

વસ્તો ધારાળા જ્ઞાતિનો હતો; બોરસદમાં વસતા ડોડિયા કુળના કાલાનો સુત હતો. એવી અભણ અને પછાત કોમમાંથી પણ સંસ્કારી જીવ પાકે, લેખક બને અને સન્માન્ય ગણાય, એ

આપણા સમાજને માટે કેટલું સંતોષકારક ગણાવું જોઈએ! વસ્તો નાનો હતો ત્યારે કોઈ સાધુની સંગત થઈ જતાં, સાધુ સાથે ચાલી નીકળ્યો. બુરહાનપુરમાં સાધુના અખાડામાં રહી, ત્યાગી બની, સાધુજીવન ગાળ્યું. તેના લખેલા (સંવત ૧૬૫૩) 'શુકદેવઆખ્યાન'-માં ખાસ ગુણો તો કાંઈ નથી, પણ તેના જેવા લખનારા ઉત્પન્ન થાય એ આપણા સમાજ માટે ખૂબ સૂચક બાબત છે, એ ધ્યાનમાં લેવું જોઈએ.

આ પ્રકરણમાં ગુજરાતી સાહિત્યના પ્રારંભકાળના લેખકોમાંથી થોડાની પિછાન આપવામાં આવી છે. જે જે લખાણનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તેમાંનાં ઘણાં પ્રગટ થઈ ગયાં છે. તેમાંથી કેટલાંક જો કે સહેલાઈથી મેળવી શકાય તેવાં નહિ હોય, તોપણ લગભગ બધાં જ લભ્ય તો છે જ. નરસિંહ-મીરાંનાં તો સહેલાઈથી મેળવી શકાશે. ભાલણ અને નાકરનાં પણ હવે મળી શકે એવી સગવડ થઈ છે. બીજાં તો ઘણાંક 'બૃહત કાવ્યદોહન'માં છપાયાં છે. 'બૃહત કાવ્યદોહન'ના પણ હવે કોઈ કોઈ ભાગ અપ્રાપ્ય છે, એટલે ગુજરાતી સાહિત્યના અભ્યાસમાં મુશ્કેલીઓ વધવા લાગી છે; પરંતુ વાંચનારા વધે, તો પ્રકાશનમાં સરળતા થાય, એ આશા તો અમર છે જ. હળવેહળવે ગુજરાતી માટે શોખ વધતો જશે અને ગુજરાતી વાચકો પુસ્તક ખરીદવાનો શોખ વધારતા જશે, એમ માનવું એ જ સંતોષ આપનારો માર્ગ છે.

## પ્રકરણ ૨ : પ્રેમાનંદયુગ

સાહિત્યની ઉત્પત્તિ આત્મસંતોષ માટે થાય છે, એ જેટલું ખરું છે, તેટલું જ ખરું એ પણ છે, કે બીજાઓને ઉપદેશક અને માર્ગદર્શક બની, પોતાનું વર્ચસ્વ પ્રકાશમાં લાવવું, એ પણ સાહિત્યની ઉત્પત્તિમાં કારણરૂપ હોય છે. નરસિંહ–મીરાં જેવા ભક્તો આત્માનંદને માટે જ લખે છે; પરંતુ તેમનાં લખાણમાં પણ વાચકો અને શ્રોતાઓનો ખ્યાલ નથી હોતો એમ નહિ. સાહિત્ય–માત્રની ઉત્પત્તિમાં પરોપદેશ મૂળરૂપે થોડોઘણો તો હોય છે જ. લોકોમાં પ્રસરી રહેલ દંભ અને ઢોંગની ટીકા કરી, ઘટતો બોધ આપવો એને એ સાહિત્યસર્જકો પોતાનું એક કર્તવ્ય જ સમજે છે. કેટલાક સીધી રીતે તેવી જ પ્રવૃત્તિ કરે છે; કેટલાક આડકતરી રીતે લખી તે હેતુ સિદ્ધ કરવા મથે છે. અખાએ છપ્પા દ્વારા એ જ કામ કર્યું છે; પરંતુ અખાની પહેલાં પણ માંડણ નામના બંધારા જ્ઞાતિના એક લેખકે 'પ્રબોધબત્રીશી' લખી, અખાના જેવું જ કામ કર્યું છે. માંડણ સંવત ૧૫૨૫–૫૦ના અરસામાં થયો હશે, એમ મનાય છે. તેના પછી સો–સવાસો વર્ષે અખાએ તેવું જ સાહિત્ય ઉત્પન્ન કર્યું છે. લોકોને રુચિકર થાય અને વધારે અસર કરે તેવું નવું સાહિત્ય ઉત્પન્ન થાય, એટલે જૂનું સાહિત્ય વિસરાઈ જાય છે. અખાના છપ્પા લોકપ્રિય થતાં, માંડણની 'પ્રબોધબત્રીશી' ભુલાઈ જ ગઈ.

### અખો : સંવત ૧૬૭૧થી ૧૭૩૦

અખાએ લોકોના જીવનમાં હરહમેશ માલૂમ પડતી ક્ષતિઓ, ત્રુટિઓ, વિચિત્રતાઓ–એ બધાંની કડક ટીકા કરી, તેમ જ કટાક્ષ સાથે બોધ આપનારા છપ્પાઓ લખી, મનુષ્યસ્વભાવનો સારો પરિચય કરાવ્યો છે. સંસારી લોકોના જીવનમાં જ ખોડખાંપણ

હોય છે તેવું જ નહિ, પણ ત્યાગી, વૈરાગી અને ધાર્મિક જીવન ગાળનારાઓમાં પણ કેવો દંભ, કેવા અનાચાર અને અત્યાચાર, કેવાં પાપભર્યાં આચરણ પેસી ગયાં હોય છે, તે વિષે પણ દાખલા-દષ્ટાંતથી એણે ઠીક સત્યપ્રકાશ પાડ્યો છે. છપ્પા બધા મળી ૭૪૬ છે, પણ તેટલામાં તો સત્ય જ્ઞાન, વાજબી ટીકા, દોષોનું પ્રાકટ્ય, ગુણોની પ્રશંસા, ઉત્તમ બોધ-એવું ઘણુંઘણું લખી નાખ્યું છે. અખાની શૈલી સંક્ષિપ્ત અને અર્થઘન હોઈ, કોઈકોઈ વાર સમજવી મુશ્કેલ થઈ પડે છે; છપ્પા કરતાં બીજાં લખાણમાં કાંઈક વિસ્તાર અને વિવેચન વધારે છે, તેમ જ બીજાં લખાણો વેદાંતના જ્ઞાનપ્રચારને માટે હોઇ, સામાન્ય વાચકને દુર્ઘટ લાગે તેવાં છે. 'પંચીકરણ', 'અખેગીતા', 'ગુરુ-શિષ્યસંવાદ', 'અનુભવબિંદુ' અને કેટલાંક ભજનો વગેરે બધાં જ્ઞાનવિષયક હોઈ, તેના વાંચનારા વિરલ જ હોય એ સ્વાભાવિક છે.

અખો જ્ઞાતિએ સોની હતો; ધંધો પણ સોનીનો જ કરતો હતો. એ ચારિત્ર્યવાન અને પ્રમાણિક હતો અને કારીગરીમાં પણ કુશળ હતો. તેની હોશિયારી અને નીતિની કદર તરીકે તેને ટંકશાળનું કામ મળ્યું હતું. તેવા કામમાં જશ કરતાં અપજશ વધારે મળે છે, એ અનુભવ કમભાગ્યે અખાના નસીબમાં પણ હતો. આખરે તેના ચારિત્ર્યની ઘટતી આંકણી થઈ અને તે નિર્દોષ ઠર્યો; પરંતુ તે બનાવથી અખાને સંસાર પર અભાવ આવી ગયો. વિરાગી વૃત્તિ કરાવનારા બીજા પણ પ્રસંગો બન્યા હતા. તેની બહેનના અકાળ અવસાનથી તેને જીવન-મરણનો કોયડો બહુ ગૂંચવણભરેલો લાગ્યો. વળી, એક બાઈને તેણે ધર્મબહેન માની હતી. તે બાઈને અખાએ એક કંઠી કરી આપી. તે કંઠી બહુ કિંમતી લાગવાથી, બાઈને વહેમ પડ્યો કે સોનું શુદ્ધ હશે કે કાંઈ ભેગ હશે; એટલે તેની કસોટી કરાવી. કસોટીમાં સોનું શુદ્ધ ઠર્યું, કંઠી બહુ કિંમતી ઠરી. તે કંઠીને કસોટી માટે કાપવી પડી હતી, એટલે તે પાછી સમી કરવા તે બાઈએ અખાને જ આપી. અખાના જાણવામાં બધી હકીકત

આવતાં, તેને સંસારી લોકો પર અને સંસારી જીવન પર તિરસ્કાર આવ્યો. તે કામધંધો છોડી વેરાગી થઈ નીકળી પડયો અને ગુરુની શોધ કરવા લાગ્યો. તેમાં પણ બહુ નિરાશ થયો. ગુરુઓ ધન હરે, પણ કોઈ જાતનો ખરો લાભ ન આપે એવા લાગ્યા. પૈસો હોય તો સામું જુવે, એવા ગુરુઓ અને ધર્માચાર્યો જોઈ અખાને ખૂબ કંટાળો આવ્યો; પણ જ્ઞાન મેળવવાની તેની ભૂખ જોરદાર હતી, એટલે તે સાધુ–વેરાગીઓમાં અને ધર્મના ઉપદેશકોમાં ખૂબ ભમ્યો. છેવટે તેને સાચો ગુરુ મળ્યો—તેની પાસેથી તે જ્ઞાન મેળવી કૃતકૃત્ય થયો. દંભ, ઢોંગ અને સ્વાર્થી જીવનમાં જ આખું જગત ડૂબેલું હતું; છતાં તે જ જગતમાં કોઈ વિરલા સંતપુરુષ પણ હોય છે જ. જો ખરું જ્ઞાન મેળવવું હોય, શાંતિ મેળવવી હોય, તો તેવા કોઈ સાચા ગુરુને મેળવી, હરિ, ગુરુ અને સંતની સેવા કરો, તો જીવન સફળ થશે, એવો ઉપદેશ અખાએ ખૂબ આપ્યા કર્યો છે.

સંવત ૧૬૭૧થી ૧૭૩૦ સુધી અખાનો જીવનઅવધિ માનવામાં આવ્યો છે.

**પ્રેમાનંદ: સંવત ૧૬૯૨થી ૧૭૯૦**

પ્રેમાનંદ ગુજરાતના કવિઓમાં શ્રેષ્ઠ ગણાય છે. તે હતો તો આખ્યાન કરનારો માણભટ્ટ, પણ તેનાં આખ્યાનો એટલાં તો રસપૂર્ણ અને તેથી લોકપ્રિય થઈ ગયાં હતાં, કે તેની ગણના કવિ તરીકે થતી આવી છે અને કવિઓમાં પણ તેને પ્રથમ સ્થાને મૂકવામાં આવે છે.

આખ્યાનકારો તો પ્રેમાનંદની પહેલાં પણ થયા હતા અને પછી પણ થયા હતા; પરંતુ પ્રેમાનંદનાં આખ્યાનોમાં સામાન્ય સમાજને રુચિકર થઈ પડે એવા ઘણા ગુણો છે. તેનાં કોઈ કોઈ આખ્યાનમાં સારું કવિત્વ છે. રસભરી લેખનશક્તિને લીધે પ્રિય થઈ પડવાનો ગુણ તો ઘણાં આખ્યાનોમાં છે; એટલે પ્રેમાનંદને જે પ્રશંસા અને જે કીર્તિ આપવામાં આવે છે, એ ઘણે અંશે યોગ્ય છે.

હરહમેશના જીવનમાં જ્ઞાન અને વિનોદ આપનારાં કોઈ-કોઈ સાધનોની જરૂર લોકોને લાગે છે. આગલા વખતમાં સંસ્કૃત કથાઓને ગુજરાતીમાં કહી સંભળાવનારા બ્રાહ્મણો મારફત આ જરૂર પૂરી પડતી. આવી કથા કરનારા પુરાણીઓ કહેવાતા. કથા–વાર્તા માટે ઘણે ભાગે પુરાણોનો આશરો લેવામાં આવતો, એટલે કથાભટ્ટો પુરાણીઓ કહેવાતા. હળવેહળવે તે બધા બ્રાહ્મણોમાંથી જ કોઈ કોઈ એવા નીકળ્યા, કે જે સંસ્કૃત પરથી કથા કહેવાને બદલે, ગુજરાતીમાં કથા કહેવા લાગ્યા, અને લોકોને વધારે આનંદ પડે માટે તે કથા ગાઈને કરવા લાગ્યા. ગાવામાં સાથે તાલ માટે એક માણ—ત્રાંબાની મોટી ગાગર—રાખતા. આંગળીમાં વેઢવીંટી પહેરતા અને તે વતી ગાગર પર તાલ આપી રણકાર ગજવતા. આવી કથા ગાનારાઓ માણભટ્ટને નામે ઓળખાતા. રાત્રે મોટા ચોકમાં મોટી મેદની એકઠી થતી. રાતની આવી કથામાં રસ લાગવાને લીધે, પુરાણીઓનાં કથાવાચન ઘટતાં ગયાં અને સારાસારા માણભટ્ટો તો પુરાણીની આજીવિકાને નડતરરૂપ પણ થતા.

પ્રેમાનંદ આવો માણભટ્ટ હતો. તેનાં આખ્યાનોમાં રસ અને સાહિત્યગુણ કાંઈક સારા પ્રકારનાં હતાં, એટલે તેનાં આખ્યાનો ખૂબ પ્રચાર પામતાં, વખણાતાં અને ઠેકઠેકાણે ગવાતાં.

'દશમસ્કંધ,' 'મામેરું,' 'નળાખ્યાન,' વગેરે સંખ્યાબંધ આખ્યાનો તેણે લખ્યાં છે. 'સુદામાચરિત્ર,' 'હૂંડી,' 'શ્રાદ્ધ,' 'હરિશ્ચંદ્રાખ્યાન,' 'ચંદ્રહાસઆખ્યાન,' 'ઓખાહરણ,' 'અભિમન્યુ,' 'સુધન્વા' વગેરે ઘણાં ગણાવાય તેમ છેઃ પણ હાલના જમાનામાં આવાં આખ્યાનો બહુ વંચાય એવો સંભવ ઓછો છે. પહેલાંના વખતમાં તો જીવનના ધાર્મિક પ્રસંગો સાથે આવાં આખ્યાનો વાંચવાના ક્રમને જોડી દેવામાં આવ્યો હતો—લોકોને કંઈક શ્રદ્ધા પણ હતી; પણ હવેના વખતમાં જમાનો એવો ફરી ગયો છે કે શહેરોમાં તો ભાગ્યે જ કોઈ આવાં આખ્યાનો તરફ

આકર્ષાય.' ગામડાઓમાં ક્યાંક ક્યાંક વંચાતાં હોય એવું બને—જો કે હવે તો ગામડાઓમાં પણ વિનોદ અને આનંદ મેળવવાના જૂના માર્ગો ભાગ્યે જ ટકી રહ્યા હશે.

પ્રેમાનંદનાં આખ્યાનો હવે તો ઘણે ભાગે સાહિત્યના અભ્યાસીઓના જ વાંચવામાં આવે છે. પ્રેમાનંદમાં રસ જમાવવાની આવડત બહુ સારી છે; શ્રોતાઓને તન્મય કરી વાર્તારસને વિવિધ રીતે કેમ ટકાવી રાખવો અને શ્રોતાઓને થોડે થોડે વખતે કેમ રીઝવવા, એ પ્રેમાનંદ સારી રીતે જાણે છે; એટલે પ્રેમાનંદ હંમેશાં લોકપ્રિય બની રહે છે; પરંતુ હવેના શ્રોતાઓ અને વાચકો મુગ્ધ બની જાય એવો સનાતન રસ કે ઊંચું કવિત્વ પ્રેમાનંદમાં બહુ ઝાઝું ન હોવાથી, હવે તો તેની કૃતિઓમાંથી ઘણી થોડી જ ટકી રહેશે. તેના સમયમાં આખ્યાનકાર તરીકે પ્રેમાનંદ સફળ હતો. શ્રોતાઓ પ્રસન્ન થઈ રહે એવાં આખ્યાનો એક પછી એક લખવાની તેની આવડત ખરેખર પ્રશંસનીય જ હતી. ગુજરાતીમાં થોકબંધ લખાણ તેણે લખી નાખ્યાં છે, એ પણ ખરું છે; પરંતુ તેનામાં કેટલીક ઊણપો પણ હતી; હસાવવા બેસે, ત્યારે તેને પાત્રતાનું ભાન રહેતુ નહિ. સારાંસારાં અને પૂજ્ય પાત્રોની પાસે કોઈક વાર એવા હલકા આચાર ને ઉદ્ગાર કરાવે કે આપણને ઘૃણા થયા વિના ન રહે. આવી ક્ષતિ તેના લખાણમાં આવતી, તે માટે જવાબદારી તેના જમાનાની પણ હતી એ સ્વીકારવું જોઈએ; પરંતુ તે બધું સ્વીકાર્યા પછી પણ ખરી કદર કરવા બેસીએ, ત્યારે તો કહેવું જોઈએ કે પ્રેમાનંદ મોટો અને ચમત્કારિક લખનારો હોવા છતાં તેના લખાણમાં ઊંચું, નિર્દોષ, સાચું, સાહિત્ય ઘણું થોડું છે. સાહિત્યના અભ્યાસની દૃષ્ટિએ પ્રેમાનંદને મોટો કવિ ગણવાને બાધ ન ગણીએ, તોપણ તેની કૃતિઓમાંથી કેટલાની ગણના એકાંતશુદ્ધ અને ઉચ્ચ સાહિત્યમાં કરવી, એ હમેશાં ચર્ચાસ્પદ જ રહેશે.

પ્રેમાનંદને નામે ત્રણ નાટકો છપાયાં છે. તે નાટકો 'નળાખ્યાન'વાળા પ્રેમાનંદનાં ન હોઈ શકે, એવી જોરદાર શંકા

ઉઠાવવામાં આવી છે. નરસિંહરાવે 'પ્રેમાનંદનાં નાટકો' એ નામનો એક મોટો લેખ લખી આશંકા રજૂ કરી છે. નાટકોને પ્રેમાનંદનાં જ ગણનારાઓએ એ શંકાના સમાધાન માટે પુષ્કળ રદિયાઓ આપ્યા છે. બંને પક્ષો પોતપોતાના મતને વળગી રહેવાની દૃઢતાથી જ જાણે ચર્ચા કરતા હોય એવું જણાય છે, એટલે નિકાલ થવાનો સંભવ લાગતો નથી. ગુજરાતી સાહિત્યનો લેખપ્રવાહ, તેમાં થયેલી જુદીજુદી કૃતિઓ, ગુજરાતી જનતાના સંસ્કાર, પ્રેમાનંદનો પોતાનો જમાનો અને તેની આગળ–પાછળનું ગુજરાતીઓનું જીવન, ગુજરાતીમાં નાટકસાહિત્યનો અત્યંતાભાવ, નાટકોને પણ અપાયેલું આખ્યાન એવું નામ, વગેરેનો વિચાર કરતાં સામાન્ય વાચકને એમ જ લાગે, કે પ્રેમાનંદ જેવા આખ્યાનકારને આ નાટકો જેવી ચમત્કૃતિ ક્યાંથી સૂઝી?

આ પ્રશ્ન જુદીજુદી રીતે જુદાંજુદાં દૃષ્ટિબિંદુઓથી, બને તેટલી નિષ્પક્ષ સમતુલા જાળવીને ચર્ચવા જેવો અવશ્ય છે. 'પ્રારંભિકા'ના વાચકો માટે આટલું સૂચન જ બસ છે. નાટકો નળાખ્યાનવાળા પ્રેમાનંદનાં હો કે ન હો, નળાખ્યાનવાળા પ્રેમાનંદનાં નહિ, તો કોઈ બીજા પ્રેમાનંદનાં હો–ગમે તેનાં હો, પણ તે ત્રણે સારાં, સુવાચ્ય છે; ગુજરાતી સાહિત્યભંડારમાં શોભે તેવાં છે; અભ્યાસ કરવા–કરાવવા લાયક છે; ભણનારાઓને આનંદ આપે તેવાં છે. 'રોષદર્શિકા', 'દ્રૌપદીપ્રસન્નાખ્યાન', 'તપત્યાખ્યાન'–એવાં એ નાટકોનાં નામ છે.

પ્રેમાનંદના જીવન માટે પણ દંતકથાઓ પર જ આધાર રાખવાનો છે. નાનપણમાં તે બુડથલ હતો; સદ્‌ભાગ્યે કોઈ સત્પુરુષની સાથે સુયોગ થઇ જતાં બુદ્ધિ ખુલી ગઈ અને તે સારો લેખક થઈ ગયો. આખ્યાનો લોકપ્રિય થવા લાગ્યાં, તેમતેમ પૈસે-ટકે અને જીવનમાં સુખ અને સરળતા વધતાં ગયાં. ભાષા માટે અભિમાન ખૂબ હતું એમ માનવામાં આવે છે. શિષ્યમંડળ અને પ્રશંસકમંડળ પણ મોટું હતું એમ કહેવાય છે. આયુષ્ય પણ

સારું ભોગવ્યું હતું. જન્મ સંવત ૧૬૯૨માં અને અવસાન સંવત ૧૭૯૦માં થયાનું મનાય છે.

**શામળ :** સંવત ૧૭૪૦-૪૫થી ૧૮૨૫-૩૦.

ચોક્કસ માહિતી માટે પૂરતી કાળજી રાખવામાં ન આવે કે ઘટતો શ્રમ લેવામાં ન આવે, તો ઘણીઘણી ભૂલો જમાનાઓ સુધી ચાલ્યા કરે છે. શામળના સંબંધમાં એવી ભૂલ ઘણો વખત ટકી રહી હતી. તેને પ્રેમાનંદનો સમકાલીન ગણવામાં આવતો-તેને ને પ્રેમાનંદને ઝગડો થયેલો હતો, એમ એક વખત માનવામાં આવતું; પણ અભ્યાસ સંગીન થતો ગયો તેમ જણાતું ગયું કે એ બધી માન્યતા ખોટી જ હતી.

શામળ વાર્તાકાર હતો અને એક વખત પ્રેમાનંદ જેટલી જ પ્રતિષ્ઠા ભોગવતો હતો. શામળની વાર્તાઓનો આધાર સંસ્કૃત વાર્તા કે દંતકથા કે લોકવાયકા પર હતો; પણ વાર્તાને આડકથા, ઉખાણાં, પ્રશ્નોત્તરી વગેરેથી રસિક બનાવવાની કુશળતા શામળની પોતાની જ હતી.

આખ્યાનો ઘણે ભાગે શહેરોમાં પ્રચલિત હતાં; વાર્તાઓ મુખ્યત્વે ગામડાંઓમાં પ્રચલિત હતી. ગામડાંઓમાં પણ લોકોમાં શોખ હોવો જોઈએ, સંસ્કાર હોવા જોઈએ, સારા-નરસાની કદર હોવી જોઈએ, સાધારણ સમજ પણ ઠીકઠીક હોવી જોઈએ-એમ શામળને મળેલી પ્રતિષ્ઠા પુરવાર કરે છે.

શામળની વાર્તાનાં વખાણ સાંભળી એક પાટીદાર એવા તો પ્રસન્ન થઈ ગયા કે તેમણે શામળને પોતાના ગામમાં બોલાવી ખેડી ખાવા માટે થોડી જમીન આપી અને વાર્તાઓ લખવા માટે ખૂબ અનુકૂળતા કરી આપી.

પ્રેમાનંદનાં આખ્યાનો લોકો ટોળે મળી ખૂબ આનંદથી સાંભળતા, તેમ શામળની વાર્તાઓ સાંભળવા પણ લોકો ખૂબ ભેગા થતા; પરંતુ હવેના જમાનામાં શામળની વાર્તાઓ પ્રિય

થવાનો સંભવ નથી. ગામડાંમાં કોઈ કોઈ શોખીન હશે અને ક્યાંક વંચાતી હશે. શામળમાં પ્રશ્નોત્તરી ગોઠવવાની ચતુરાઈ છે, વાર્તારસ વહેતો રાખવાની આવડત છે. આડકથાઓ અને સામાન્ય બોધક ટુચકાઓથી શ્રોતાઓનો રસ ટકાવી રાખવાની કળા છે, વાર્તા ઉપર વાર્તા લખ્યા જવાની હોશિયારી છે. આવા ગુણો હોવા છતાં હાલના જમાનામાં શામળની વાર્તા માટે આકર્ષણ રહેવાનો સંભવ નથી. શામળના લખાણમાં ગામડિયાનું જડાપણું છે અને સંસ્કારોમાં ગામડિયાપણું છે; વળી સાટે બોધક છપ્પા, પ્રાસ્તાવિક ઉપદેશ, વાર્તાનું અને પાત્રોનું વૈવિધ્ય, લખાવટમાં જુસ્સો–એવા એવા ગુણો પણ છે; છતાં હવે તેની વાર્તાઓ ભદ્ર લોકમાં વંચાય એવો સંભવ નથી. 'મદનમોહના' જેવીને અભ્યાસક્રમમાં રાખી ટકાવી રાખવામાં આવે, એ એક જુદી વાત છે. બાકી વાર્તાઓમાંથી તો સાહિત્યવાચનમાં ચાલુ રાખી શકાય, એવી બહુ જ થોડી છે. 'વિદ્યાવિલાસિની' જેવી કોઈક અપવાદરૂપ મળી આવે—બાકી તો 'ઉદ્યમકર્મસંવાદ', 'રાવણમંદોદરી–સંવાદ', 'અંગદવિષ્ટિ'ના જેવું લખાણ શાળાઓમાં ચલાવવાથી શામળને ટકાવી રખાય, અલ્પશિક્ષિત જનતામાં—ગ્રામજનતામાં—તેનો શોખ હોય અને તે ચાલુ રહે એ બનવાજોગ છે; પણ શહેરવાસીઓમાં, ભદ્ર લોકોમાં, સંસ્કારી વિદ્યાર્થીઓમાં, શામળને ચાલુ રાખવાનો મોહ શિથિલ થતો જશે. તેના સમયની ભાષાના અભ્યાસ માટે શામળની કોઈ-કોઈ કૃતિ પસંદ કરવામાં આવે, ત્યારે પણ ઘટતી સમજૂતી અને ટીકા આપવામાં આવે, તો જ અભ્યાસનો હેતુ સચવાય, એ ખાસ યાદ રાખવા જેવું છે.

શામળનાં લખાણમાં કેટલીક બાબતો ધ્યાન ખેંચે તેવી છે. ખાસ કરીને સ્ત્રીઓ સંબંધી તેનું લખાણ અધ્યયનયોગ્ય છે. શામળની સ્ત્રીઓ ખૂબ બહાદુર, સાહસિક, કાર્યકુશળ, કઠણ હૈયાની અને બળવાન શરીરવાળી હોય છે. લગ્નની બાબતમાં, નાતજાતની બાબતમાં, ગૃહજીવનની બીજી બાબતોમાં શામળના

સારું ભોગવ્યું હતું. જન્મ સંવત ૧૬૯૨માં અને અવસાન સંવત ૧૭૯૦માં થયાનું મનાય છે.

**શામળ:** સંવત ૧૭૪૦–૪૫થી ૧૮૨૫–૩૦.

ચોક્કસ માહિતી માટે પૂરતી કાળજી રાખવામાં ન આવે કે ઘટતો શ્રમ લેવામાં ન આવે, તો ઘણીઘણી ભૂલો જમાનાઓ સુધી ચાલ્યા કરે છે. શામળના સંબંધમાં એવી ભૂલ ઘણો વખત ટકી રહી હતી. તેને પ્રેમાનંદનો સમકાલીન ગણવામાં આવતો–તેને ને પ્રેમાનંદને ઝગડો થયેલો હતો, એમ એક વખત માનવામાં આવતું; પણ અભ્યાસ સંગીન થતો ગયો તેમ જણાતું ગયું કે એ બધી માન્યતા ખોટી જ હતી.

શામળ વાર્તાકાર હતો અને એક વખત પ્રેમાનંદ જેટલી જ પ્રતિષ્ઠા ભોગવતો હતો. શામળની વાર્તાઓનો આધાર સંસ્કૃત વાર્તા કે દંતકથા કે લોકવાયકા પર હતો; પણ વાર્તાને આડકથા, ઉખાણાં, પ્રશ્નોત્તરી વગેરેથી રસિક બનાવવાની કુશળતા શામળની પોતાની જ હતી.

આખ્યાનો ઘણે ભાગે શહેરોમાં પ્રચલિત હતાં; વાર્તાઓ મુખ્યત્વે ગામડાંઓમાં પ્રચલિત હતી. ગામડાંઓમાં પણ લોકોમાં શોખ હોવો જોઈએ, સંસ્કાર હોવા જોઈએ, સારા–નરસાની કદર હોવી જોઈએ, સાધારણ સમજ પણ ઠીકઠીક હોવી જોઈએ–એમ શામળને મળેલી પ્રતિષ્ઠા પુરવાર કરે છે.

શામળની વાર્તાનાં વખાણ સાંભળી એક પાટીદાર એવા તો પ્રસન્ન થઈ ગયા કે તેમણે શામળને પોતાના ગામમાં બોલાવી ખેડી ખાવા માટે થોડી જમીન આપી અને વાર્તાઓ લખવા માટે ખૂબ અનુકૂળતા કરી આપી.

પ્રેમાનંદનાં આખ્યાનો લોકો ટોળે મળી ખૂબ આનંદથી સાંભળતા, તેમ શામળની વાર્તાઓ સાંભળવા પણ લોકો ખૂબ ભેગા થતા; પરંતુ હવેના જમાનામાં શામળની વાર્તાઓ પ્રિય

થવાનો સંભવ નથી. ગામડાંમાં કોઈ કોઈ શોખીન હશે અને ક્યાંક વંચાતી હશે. શામળમાં પ્રશ્નોત્તરી ગોઠવવાની ચતુરાઈ છે, વાર્તારસ વહેતો રાખવાની આવડત છે. આડકથાઓ અને સામાન્ય બોધક ટુચકાઓથી શ્રોતાઓનો રસ ટકાવી રાખવાની કળા છે, વાર્તા ઉપર વાર્તા લખ્યા જવાની હોશિયારી છે. આવા ગુણો હોવા છતાં હાલના જમાનામાં શામળની વાર્તા માટે આકર્ષણ રહેવાનો સંભવ નથી. શામળના લખાણમાં ગામડિયાનું જડાપણું છે અને સંસ્કારોમાં ગામડિયાપણું છે: વળી સાટે બોધક છપ્પા, પ્રાસ્તાવિક ઉપદેશ, વાર્તાનું અને પાત્રોનું વૈવિધ્ય, લખાવટમાં જુસ્સો–એવા એવા ગુણો પણ છે: છતાં હવે તેની વાર્તાઓ ભદ્ર લોકમાં વંચાય એવો સંભવ નથી. 'મદનમોહના' જેવીને અભ્યાસક્રમમાં રાખી ટકાવી રાખવામાં આવે, એ એક જુદી વાત છે. બાકી વાર્તાઓમાંથી તો સાહિત્યવાચનમાં ચાલુ રાખી શકાય. એવી બહુ જ થોડી છે. 'વિદ્યાવિલાસિની' જેવી કોઈક અપવાદરૂપ મળી આવે—બાકી તો 'ઉદ્યમકર્મસંવાદ', 'રાવણમંદોદરી–સંવાદ', 'અંગદવિષ્ટિ'ના જેવું લખાણ શાળાઓમાં ચલાવવાથી શામળને ટકાવી રખાય, અલ્પશિક્ષિત જનતામાં—ગ્રામજનતામાં—તેનો શોખ હોય અને તે ચાલુ રહે એ બનવાજોગ છે: પણ શહેરવાસીઓમાં, ભદ્ર લોકોમાં, સંસ્કારી વિદ્યાર્થીઓમાં, શામળને ચાલુ રાખવાનો મોહ શિથિલ થતો જશે. તેના સમયની ભાષાના અભ્યાસ માટે શામળની કોઈ-કોઈ કૃતિ પસંદ કરવામાં આવે, ત્યારે પણ ઘટતી સમજૂતી અને ટીકા આપવામાં આવે, તો જ અભ્યાસનો હેતુ સચવાય, એ ખાસ યાદ રાખવા જેવું છે.

શામળનાં લખાણમાં કેટલીક બાબતો ધ્યાન ખેંચે તેવી છે. ખાસ કરીને સ્ત્રીઓ સંબંધી તેનું લખાણ અધ્યયનયોગ્ય છે. શામળની સ્ત્રીઓ ખૂબ બહાદુર, સાહસિક, કાર્યકુશળ, કઠણ હૈયાની અને બળવાન શરીરવાળી હોય છે. લગ્નની બાબતમાં, નાતજાતની બાબતમાં, ગૃહજીવનની બીજી બાબતોમાં શામળના

વિચારો અને શામળનું લખાણ પ્રચલિત રીતરિવાજોથી જુદું પડતું છે.

શામળના જીવન સંબંધે ખાસ કંઈ જાણવાજેવું નથી. મૂળ અમદાવાદ પાસે જેતલપુરનો તે રહેવાશી હતો; તેની વાર્તાઓથી ખુશ થઈ નડિયાદ પાસે માતર પરગણાના ગામ સુંજ–સિંહુજ–ના પાટીદાર રખીદાસે તેને પોતાને ત્યાં બોલાવ્યો અને થોડી જમીન આપી પોતાને ગામ રાખી લીધો. ત્યાં તેણે સખ્યાબંધ વાર્તાઓ લખી. લખાણમાં પહેલી સાલ સંવત ૧૭૭૪ની છે અને છેલ્લી સંવત ૧૮૨૧ની છે, એટલે જન્મ માટે સંવત ૧૭૪૦–૪૫ અને મરણ માટે સંવત ૧૮૨૫–૩૦ની અટકળ કરવામાં આવે છે.

## અન્ય લેખકો:

સંવત ૧૬૭૦થી ૧૮૨૫–૩૦ સુધીના ગાળામાં બીજા પણ કેટલાક કવિઓ થઈ ગયા છે. 'ભગવદ્‌ગીતા'નું ગુજરાતી પદ્યમાં ભાષાંતર કરનાર નરહરિ, નરસિંહ મહેતાના જીવન વિષે લખનાર વિશ્વનાથ જાની અને ગુજરાતીઓમાં ખૂબ જાણીતા થયેલા મહિનાઓનો લખનાર રત્નો ભાવસાર–એ બધા આ સમયમાં જ થઈ ગયા છે. બે પારસી કવિઓ રૂસ્તમ અને નોશિરવાન પણ ઇતિહાસની અને ભાષાની દૃષ્ટિએ ખાસ જાણવા જેવા આ જમાનામાં જ થઈ ગયા છે.

## વલ્લભ મેવાડો: સંવત ૧૭૦૦થી ૧૮૧૧

વલ્લભ મેવાડો માતાના ભક્ત તરીકે અને ગરબાના લેખક તરીકે આખા ગુજરાતમાં લગભગ અખા–પ્રેમાનંદ જેટલો જ જાણીતો થયો છે. માતાની ભક્તિ ગુજરાતમાં જૂના સમયથી પ્રચલિત હતી અને ગરબા પણ ગવાતા હોવા જોઇએ. વલ્લભ-મેવાડાના ગરબા લોકપ્રિય થઈ જવાથી આગળના બધા ભુલાઈ ગયા. વલ્લભના ગરબાઓમાં રાગ અને તાલનો જે વેગભર્યો સુમેળ છે, ગરબાના લયમાં અને પ્રવાહમાં જે જુસ્સો અને જોમ છે, તે વલ્લભની ઉપજાવેલી નવી જ સૃષ્ટિ હોય એમ માની શકાતું

નથી. જૂના કાળથી ગરબાઓ તો ચાલુ હશે જ. વલ્લભે તેમાં ઉત્સાહ, શૌર્ય, જુસ્સો વગેરે ઉમેર્યાં અને તેથી તેના ગરબા એટલા સરસ બન્યા કે તે જ ચાલુ રહ્યા અને આગળના ભુલાઈ ગયા.

માતૃભક્તિ ઉપરાંત વલ્લભે સમાજના અયોગ્ય રીતરિવાજ પર, કલિયુગમાં સમાજની અધોદશા કેવી થવાનો સંભવ છે એ પર, કજોડાં પર વગેરે પર ગરબા લખી કેટલીક ટીકા કરી છે અને જમાનામાં પેસી ગયેલી બદીઓ તરફ લોકોનું સારું ધ્યાન ખેંચ્યું છે.

તે રહેવાશી અમદાવાદનો હતો, પણ બહુચરા માતામાં અનન્ય શ્રદ્ધા હોવાથી તે ચુંવાળમાં જ રહેતો. આયુષ્ય ઘણું સારું ભોગવ્યું હતું; જન્મ સંવત ૧૭૦૦માં હતો અને અવસાન સંવત ૧૮૧૧માં થયું હતું.

નથી. જૂના કાળથી ગરબાઓ તો ચાલુ હશે જ. વલ્લભે તેમાં ઉત્સાહ, શૌર્ય, જુસ્સો વગેરે ઉમેર્યાં અને તેથી તેના ગરબા એટલા સરસ બન્યા કે તે જ ચાલુ રહ્યા અને આગળના ભુલાઈ ગયા.

માતૃભક્તિ ઉપરાંત વલ્લભે સમાજના અયોગ્ય રીતરિવાજ પર, કલિયુગમાં સમાજની અધોદશા કેવી થવાનો સંભવ છે એ પર, કજોડાં પર વગેરે પર ગરબા લખી કેટલીક ટીકા કરી છે અને જમાનામાં પેસી ગયેલી બદીઓ તરફ લોકોનું સારું ધ્યાન ખેંચ્યું છે.

તે રહેવાશી અમદાવાદનો હતો, પણ બહુચરા માતામાં અનન્ય શ્રદ્ધા હોવાથી તે ચુંવાળમાં જ રહેતો. આયુષ્ય ઘણું સારું ભોગવ્યું હતું; જન્મ સંવત ૧૭૦૦માં હતો અને અવસાન સંવત ૧૮૧૧માં થયું હતું.

# પ્રકરણ ૩ : દયારામયુગ

સંવત ૧૮૨૫થી ૧૯૦૦ સુધીનાં પોણોસો વર્ષમાં ગુજરાતમાં જાણે ભક્તિ અને જ્ઞાનની તૃષા ખૂબ વધી પડી હોય, એમ તે વર્ષોમાં કવિઓ અને ભક્તોએ ઉપદેશક પદો અને જ્ઞાનભક્તિનાં કાવ્યો લખવાની પ્રવૃત્તિ ખૂબ કરી છે. લોકોને બોધ આપી તેમને સન્માર્ગે દોરવા, જીવનને આનંદ માણવાના અને સુખ ભોગવવાના પ્રસંગો આપવા, મનુષ્યજીવનને ભગવદ્‌ભજનથી અને પરોપકારી કાર્યોથી સફળ બનાવવાની સલાહ આપવા, લેખકો પ્રેરાયા છે. લેખકોને આ કામથી પ્રતિષ્ઠા મળી છે; કોઈ કોઈ પ્રસંગે ધન કે આજીવિકાનાં સાધન પણ મળ્યાં હશે, પણ ઘણે ભાગે તો આત્મસંતોષ એ જ તેમનો મોટામાં મોટો બદલો છે. આ પોણોસો વર્ષમાં ઘણાઘણા કવિઓ, ભક્તો, જ્ઞાનીઓ પોતપોતાની રીતે જગતને બોધ આપવા અને તે કામ કર્યાથી આત્મસંતોષ મેળવવા, પ્રવૃત્તિ સેવી રહ્યા છે.

આવા લેખકોમાંથી ખાસ જાણવા લાયક પ્રીતમદાસ, દયારામ, ધીરો અને ભોજો છે.

**પ્રીતમદાસ :** સંવત ૧૭૭૫–૮૦થી ૧૮૫૪

પ્રીતમદાસ ભાટ હતો અને રામાનંદી સંપ્રદાયનો સાધુ થયો હતો. નાનો હતો, ત્યારે ગામમાં રામાનંદી સાધુઓની જમાત આવી હશે, તેની સાથે ભળી ગયો. જમાતના મહંતે તેને ભણાવ્યો અને ઘટતો બોધ પણ આપ્યો. ભણી રહ્યા પછી તે પાછો પોતાને ગામ સંદેસર આવ્યો; ત્યાં મંદિરમાં જ સ્થાનક રાખ્યું અને ભક્તિમાં જ જીવન પૂરું કર્યું. સામાન્ય ગ્રામવાસીઓ સમજી શકે માટે તેણે 'ભગવદ્‌ગીતા', 'અધ્યાત્મ રામાયણ', ભાગવતનો 'એકાદશસ્કંધ' વગેરે જ્ઞાનપ્રચારનું સાહિત્ય ગુજરાતીમાં ઉતાર્યું. તે

ઉપરાંત પદો, ભજનો વગેરે પણ ખૂબ લખ્યાં છે. તેની ભાષામાં ઝડઝમક, શબ્દાલંકાર બહુ સ્વાભાવિક રીતે આવી જાય છે; લખવાની ધાટી જોરદાર અને જુસ્સાભરી છે; રાગ અને ઢાળમાં મનોગમ મધુરતા લાવી શકે છે; તાલના સરસ લયને લીધે ગાનારાને ખૂબ આનંદ મળે છે; વિચારો બોધ આપનારા હોવા સાથે સર્વને ગમે તેવા અને પ્રેરણા આપે તેવા છે–આવાઆવા ગુણોને લીધે તેનાં ઘણાં ઘણાં પદો લોકોમાં પ્રિય થઈ પડયાં છે.

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને.
પ્રેમનો પંથ છે ન્યારો સર્વથી, પ્રેમનો પંથ છે ન્યારો.
ભક્તિ જુગમાં કરે નર સોઈ, જાકે ધડ પર શીશ ન હોઈ.

વગેરે એનાં ઘણાંઘણાં પદો જનસમુદાયમાં અને ભજન-મંડળીઓમાં ખૂબ ગવાય છે.

પ્રીતમદાસનાં પદોમાં સુવિચાર, ઊંચી પ્રેરણા અને ઉત્તેજક બોધ સાથે આછુંઆછું કવિત્વ ઠેકઠેકાણે ચમકારા કરી રહેલું માલૂમ પડે છે. શબ્દાલંકાર અને અર્થાલંકારને લીધે તેની સાદી અને સરળ ભાષા સાચા શૃંગારથી શોભી રહી છે; જીવનને વિશુદ્ધ કરવા, મનને ઉત્સાહપૂર્ણ કરવા, સન્માર્ગ માટે આગ્રહ રાખવા અને જીવતરને સફળ કરવા તેનું લખાણ એવું તો બોધક અને પ્રેરક છે કે તે શાળાઓના અભ્યાસક્રમમાં રાખવાથી શીખનાર અને શીખવનાર બન્નેને લાભકારક થયા વગર રહે જ નહિ.

પ્રીતમદાસની કૃતિઓનો 'પ્રીતમની વાણી'–એવા નામથી એક સંગ્રહ 'સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયે' પ્રગટ કર્યો છે, એટલે હવે તે સાહિત્ય સુલભ થયું છે.

પ્રીતમદાસના જન્મ સંબંધે તો કાંઈ ચોક્કસ માહિતી મળતી નથી; પણ તેનું અવસાન સંવત ૧૮૫૪માં થયું અને ત્યારે તેની ઉમ્મર ૭૫–૮૦ વર્ષની હતી એટલે તેનો જન્મ સંવત ૧૭૭૫–૮૦-ના અરસામાં થયો હોય એમ માની શકાય.

**દયારામ : સંવત ૧૮૩૩ થી ૧૯૦૯**

પ્રીતમદાસ જ્ઞાની અને ભક્ત હતો તેવો જ જ્ઞાની, ભક્ત અને કવિ, દયારામ પણ હતો. પરંતુ બંનેની પ્રકૃતિ બહુ ભિન્ન હતી. પ્રીતમદાસ વૈરાગી, સાધુ, અકિંચન હતો; દયારામ સંસારી, ટાપટીપનો આગ્રહી, શોખીન અને ભોગવિલાસમાં રમનારો હતો. દયારામ વલ્લભસંપ્રદાયનો હતો. તેનું સાંપ્રદાયિક જ્ઞાન ઊંચી પ્રતિનું હતું, પણ તે સાંપ્રદાયિક મર્યાદાઓમાં જ વિહાર કરનારું હતું. સાહિત્યગુણમાં દયારામની કૃતિ પ્રીતમદાસની કૃતિ કરતાં વધારે શિષ્ટ અને સંસ્કારી છે. તેની ગરબીઓમાં જુદાજુદા પ્રસંગની લાગણીનું મર્મસ્પર્શી લખાણ એટલું તો સુંદર અને એટલું તો મર્મવેધક છે કે તેની ગરબીઓ ગુજરાતી સાહિત્યમાં ખૂબ મૂલ્યવાન થઈ રહી છે.

દયારામ ચાણોદનો રહેવાશી હતો, પણ જીવન ડભોઈમાં ગાળ્યું હતું. તેણે ફાંકડા અને રંગીલા જુવાન તરીકે જીવનની શરૂઆત કરી હતી. તેની જુવાનીમાં જ કાવ્યશક્તિ પ્રગટ થઈ હતી. તે અરસામાં તેના સદ્ભાગ્યે જીવરામ ભટ્ટ નામના મહાત્માનો યોગ થઈ ગયો. તે મહાત્માના બોધથી દયારામનું જીવન ભક્તિપરાયણ બની ગયું. તેનું સંગીતનું જ્ઞાન સારું હતું અને તેને ગાવાનો શોખ પણ સારો હતો. સાથેસાથે તેને કવિત્વની બક્ષિસ મળેલી હતી એટલે દયારામનાં કાવ્યો સંગીત અને કવિત્વના સુમેળથી બહુ લોકપ્રિય થયાં છે. તેની કેટલીક ગરબીઓ ગુજરાતી સાહિત્યની ઉત્તમ કૃતિઓમાં ગણના પામે છે. તે ઉપરાંત પણ તેણે ઉપદેશક અને આખ્યાનવિષયક સાહિત્ય લખ્યું છે. વલ્લભસંપ્રદાયના તત્ત્વજ્ઞાનનો તેનો ગ્રંથ 'રસિકવલ્લભ' બહુમાન્ય ગણાય છે. 'પરીક્ષાપ્રદીપ', 'લોચનમનનો ઝઘડો', 'જે કોઈ પ્રેમઅંશ અવતરે', 'ચાલ વહેલી અલબેલી પ્યારી રાધે', 'પ્રકટ મળે સુખ થાય' વગેરે ઘણાંઘણાં પદો સારી પેઠે જાણીતાં છે. દયારામની ભાષામાં સંસ્કારભરી સરળતા અને પ્રાસાદિક ભાવપ્રવાહ સાથે ગીતામાધુર્ય અને દિલને હલાવી નાખે

તેવી રીતે લાગણીઓને સ્પર્શ કરવાની કુશળતા હોવાથી દયારામનું લખાણ આકર્ષક બને છે. સારા સાહિત્યમાં તેની ગણના થાય છે અને તેથી ગુજરાતીના થોડા સારા કવિઓમાં તેને સ્થાન મળે છે.

દયારામને પ્રવાસનો ઘણો શોખ હતો. હિંદનાં, ચાર દિશાનાં ચારે તીર્થધામોમાં એ એકથી વધારે વાર જઈ આવ્યો હતો. પ્રવાસના શોખ જેવો જ તેને ભાષાઓનો પણ શોખ હતો. હિંદી અને સંસ્કૃત તો તે જાણતો; તે ઉપરાંત મરાઠી, પંજાબી અને કાંઈક ઉર્દૂ અને તેલુગુ પણ જાણતો.

તેનો જન્મ સંવત ૧૮૩૩માં અને અવસાન સંવત ૧૯૦૯માં થયેલ છે.

## ધીરો : સંવત ૧૮૦૯ થી ૧૮૮૧

આ જ સમયમાં ધીરો અને ભોજો પણ થઈ ગયા છે. ધીરો જાતિનો ભાટ હતો; તે વડોદરા તાબે સાવલીનો રહેવાશી હતો; જન્મ સંવત ૧૮૦૯માં અને અવસાન ૧૮૮૧માં. તે જ્ઞાની હતો. તેને વેદાંત અને યોગનો અભ્યાસ સારો હતો. તેણે કાફીઓ લખી છે. સંસારીઓને ઉપદેશ અને સત્ય જ્ઞાન આપવા તેણે કોયડા જેવા લખાણનો ઉપયોગ કર્યો છે. 'તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઈ દેખે નહિ'નાં જેવાં લખાણ જેને અવળવાણી એવા નામથી ઓળખવામાં આવે છે, તેવાં ધીરાનાં લખાણમાં પુષ્કળ છે.

## ભોજો : સંવત ૧૮૪૧ થી ૧૯૦૮

ધીરો જેમ કાફી માટે વખણાય છે, તેમ ભોજો ચાબખાના લખનાર તરીકે જાણીતો છે. ભોજો કાઠિયાવાડમાં અમરેલી નજીકના કોઈ ગામડામાં જન્મ્યો હતો, એમ માનવામાં આવે છે. અમરેલી પાસે ફત્તેહપુરમાં તથા ગોંડળ પાસે વીરપુરમાં એમ બે જગાએ એ રહેતો. જાતે કણબી હતો. સાધુસંતો પાસેથી કે જતાઆવતા કોઈ મહાત્મા પાસેથી તેણે વેદાંત અને યોગ વિષે ઠીકઠીક જ્ઞાન મેળવ્યું હતું. તેણે ખાસ અભ્યાસ કર્યો હોય એવું લાગતું નથી. તેની

ભાષા અભણ ગામડિયા જેવી જ છે અને જીવન પણ ગામડાંઓમાં અને ગામડિયાઓ વચ્ચે જ ગાળ્યું છે. પરંતુ તે ભક્ત તરીકે ઓળખાય છે એટલે તેનું જીવન ભક્તિપરાયણ, પરમાર્થી અને સેવાભાવી તો હોવું જોઈએ. સંસારમાં ખોટી રીતે ચાલનારાઓ ગુનેગાર જ છે અને તેવાઓને તો ચાબખાની સજા જ થવી જોઈએ, એમ માની તેણે જે ઉપદેશક પદો લખ્યાં છે, તેને 'ચાબખા' એવું નામ આપ્યું છે. તેના ચાબખા લોકોમાં સારો પ્રચાર પામ્યા હતા. ચાબખાએ ઉન્માર્ગગામીઓને ઠેકાણે લાવવાનું, દુષ્ટ દુરાચારીઓને સુધારવાનું અને સંસારના મોહમાં ફસાયેલાને સદ્બોધ આપવાનું કામ સારું કર્યું છે.

આ ગાળામાં રામાયણવાળો ગિરધર, ચંડીપાઠના ગરબાવાળો રણછોડજી દીવાન, સ્વામીનારાયણ સંપ્રદાયના નિષ્કુળાનંદ, બ્રહ્માનંદ, દેવાનંદ વગેરે સાધુઓ અને બીજા પણ કેટલાક જ્ઞાની, ભક્ત અને કવિ થઈ ગયા છે, કેટલાક લેખકો તો માત્ર એકેક–બબ્બે પદોના જ લખનારા હોવા છતાં, તે પદો એવાં તો અજબ સત્ત્વવાળાં છે કે તેવાં એકબે પદથી જ તેઓ અમર થઈ ગયા છે. 'ઓધવજી સંદેશો કહેજો શ્યામને 'નો લખનાર રઘુનાથદાસ, તિથિઓનો લખનાર રામૈયો, 'કશી વાતનો ખરખરો, મન નાણો 'નો લખનાર ભૂખણ, 'બેડો આંઈ બૂડતો તારો 'નો લખનાર રાવો ભક્ત વગેરે અનેક થઇ ગયા છે. નિરાંત ભક્ત, બાપુસાહેબ ગાયકવાડ, ધુટિયો ભક્ત, નરભેરામ વગેરે ઉપદેશનું અને પ્રભુમય જીવનનું ધ્યેય રાખી જુદીજુદી જગાએ ભજનો ગાતા અને લોકોમાં ધાર્મિક શ્રદ્ધા અને પવિત્ર જીવન માટેનું વાતાવરણ ચાલુ રાખ્યા કરતા. હમણાં પણ ગામડાંમાં ભક્તો ભજનની ધૂન લગાવતા હોય છે, પણ હવે જમાનો બદલાઈ ગયાથી, તેવા ભક્તોનો લાભ મેળવવા પ્રસંગો મળતા નથી. આપણી જીવનપ્રણાલિકા બદલાઈ ગયેલી હોવાથી, આપણે તેવા ભક્તોની દરકાર પણ કરતા નથી.

## પ્રકરણ ૪ : જીવનવિપર્યય

**સંવત ૧૮૫૯-૬૦ : ઈ. સ. ૧૮૦૩-૪**

ઈ. સ. ૧૮૦૩-૪થી ગુજરાતની રાજકીય દશામાં ખૂબ ફેરફાર થઈ ગયા અને તેની અસર લોકોના જીવન પર પુષ્કળ થઈ. ભાષા અને સાહિત્યને પણ જુદો જ રંગ ચડવા લાગ્યો. ઈ. સ. ૧૮૧૮થી અંગ્રેજોનો અમલ શરૂ થયો. અંગ્રેજી ભાષા અને અંગ્રેજી ભણતર દેશમાં દાખલ થયાં. રાજ્ય કરનારા હોવાને લીધે અંગ્રેજો તરફ પૂજ્યભાવ રહેવા લાગ્યો અને તેને પરિણામે તેમના સંસ્કાર અને આચારવિચાર માટે મોહ ઉત્પન્ન થયો. અંગ્રેજો સાથે પરિચય થવા લાગ્યો, તેમતેમ આપણા મોટા લોકો અંગ્રેજોના પ્રશંસક અને પૂજક બનવા લાગ્યા. જે કાંઈ અંગ્રેજનું કે નવું, તે સારું, અને જૂનું તે ખરાબ અને તેથી સુધારવાલાયક, એવી આપણી મનોદશા થવા લાગી. ઈ. સ. ૧૮૩૦-૩૫થી તો નવા ભણતરને લીધે, નવા સહવાસને લીધે, નવા મોહને લીધે, જે જીવનપ્રવાહ દેશમાં ફેલાવા લાગ્યા, તેથી શહેરોમાં, મોટા લોકોમાં, સરકારી અમલદારોમાં અને તે અમલદારોની જ્યાંજ્યાં અસર પહોંચે, ત્યાં-ત્યાં વિદેશીનો પ્રચાર ખૂબ થતો ગયો.

તે જમાનામાં લોકોને અંગ્રેજોનું સીધું જ્ઞાન તો થોડું હતું. માત્ર અંગ્રેજીનો આડકતરો પરિચય થવા લાગ્યો હતો; પણ મોટા લોકોને અંગ્રેજો અને તેમની રીતભાત માટે એટલું બધું માન ઉત્પન્ન થયું હતું કે અંગ્રેજોના જીવનનું, તેમની રીતભાતનું અને તેમના સંસ્કારોનું અનુકરણ કરવું, એ સુધારો ગણાયો અને નેવો સુધારો દાખલ કરનારા સુધારક ગણાવા લાગ્યા.

દેશના જીવનમાં જે વિપર્યય દાખલ થયો હતો—થતો હતો—તેની અસર લેખકો અને કવિઓ પર થઈ. પહેલાંના વખતમાં

ધાર્મિક સંસ્કાર, ધાર્મિક ઉપદેશ અને જીવનને પવિત્ર અને ઊંચું બનાવવાની ભાવના હતી, ત્યારે હવે જીવનને સુધરેલું, ઉપયોગી, અને સંસારી સંસ્કારોમાં રસ લેતું કરવાની ભાવના ઉત્પન્ન થઈ.

જૂના આચારવિચાર તજી જ દેવા જોઇએ, એવી સલાહ આપનાર નર્મદાશંકર, કરસનદાસ મૂળજી, મહીપતરામ, દુર્ગારામ મંછારામ (૧૮૦૯—૧૮૭૬) વગેરે સુધારકો ગુજરાતને સુધારવા તનતોડ મહેનત કરી રહ્યા હતા. ભાષણો દ્વારા, નિબંધો અને લખાણો દ્વારા, કવિતા દ્વારા, માસિકો અને ચોપાનિયાં દ્વારા લોકોને તેઓ બોધ આપતા હતા અને ઊંઘતા દેશને જગાડવા પ્રયત્ન કરતા હતા.

આ સુધારકો બે પ્રકારના હતા. થોડાક ઉગ્ર, ઉતાવળિયા, અને કડક હતા, તો થોડાક ધીમેધીમે સમજૂતીથી કામ લેનારા હતા. નર્મદાશંકર, કરસનદાસ વગેરે બોલવામાં અને ચાલવામાં તડ અને ફડ કરનારા હતા; દલપતરામ, નવલરામ વગેરે લોકોને સમજાવી, શાંતિથી સુધારા તરફ આકર્ષણ કરનારા હતા.

મુંબઈમાં બુદ્ધિવર્ધક સભા અને અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની સ્થાપના એ આ જમાનામાં શરૂ થયેલી નવી પ્રવૃત્તિનાં સીમાચિહ્નો હતાં.

નર્મદાશંકરે બુદ્ધિવર્ધક સભા દ્વારા ભાષણો આપી, બુદ્ધિવર્ધક માસિકમાં અને પછી 'ડાંડિયા' નામના પત્રમાં લેખો લખી, નર્મકવિતાના છૂટાછૂટા અંકો બહાર પાડી, સુધારાનો ઝંડો ફરકાવ્યો અને જૂના ચીલામાં ઊંડા ઊતરી ગયેલા દેશને નવા રસ્તા પર લાવવા ખૂબ ઢંઢોળી યાહોમ કરી આગળ પડવાની હાકલ કરી. નર્મદાશંકરની કવિતામાં સાચું કવિત્વ તો થોડું જ હતું; પણ લોકોની કેળવણી થોડી હતી, સામાન્ય જ્ઞાન પણ થોડું હતું, અને સમજશક્તિ કે દીર્ઘદૃષ્ટિ જેવું પણ ઝાઝું હતું નહિ; એટલે ...શંકરના જુસ્સાથી, તેના ઉત્સાહથી, તેની કાર્યશક્તિથી લોકો

ખુશખુશ થઈ જતા અને તેની કવિતાના વખાણનારા બની, તેનો ફેલાવો કરવા તત્પર થઈ જતા. નર્મદાશંકરની કવિતાથી લોકો એટલા બધા પ્રસન્ન થયેલા હતા કે મુંબઈમાં અને સુરતમાં કવિ એટલે નર્મદાશંકર એમ જ લોકોની માન્યતા થઈ ગઈ હતી.

નર્મદાશંકરની કવિતામાં કાયમ ટકે તેવું કવિત્વ થોડું જ છે. છતાં, તેવી કવિતા કરનારા પણ તે સમયે બહુ થોડા હતા. વળી, તેની કવિતામાં જુસ્સો અને સુધારાનો બોધ એવા હતા કે તે જમાનામાં સુધારાના પવનને લીધે, નર્મદાશંકરની કવિતા લોકોને અનુકૂળ વાચન પૂરું પાડતી. જમાનો જ હજી અલ્પશિક્ષિત હતો એટલે નર્મદાશંકરનું લખાણ અસરકારક નીવડતું. આને લીધે તે જમાનામાં નર્મદાશંકરને કવિ ગણવામાં આવતા; પરંતુ હવે નર્મદાશંકરની કવિ તરીકેની આંકણીમાં ફેર પડી ગયો છે. કવિ તરીકે નર્મદાશંકરની કિંમત ભલે બહુ ઓછી કરવામાં આવે, પણ ન્યાયની ખાતર કહેવું જોઈએ કે તે જમાનાના આગ્રહી, ઉત્સાહી અને અવિશ્રાંત કાર્યકર તરીકે તો તે હંમેશાં માન્ય અને પૂજ્ય જ ગણાશે. ઘણીઘણી બાબતોમાં પહેલ કરનાર નર્મદાશંકર છે, એ વસ્તુસ્થિતિ તો અન્યથા થઈ શકે તેમ નથી.

ગદ્યલેખક નર્મદાશંકર પહેલા જ હતા–ગુજરાતીમાં જગતના ઈતિહાસને ઉતારનાર પણ તે પહેલા છે; ગુજરાતી કોશ કરનાર પણ તે પહેલા જ છે; ગુજરાતમાં નવજીવનનો ડંકો વગાડનાર પણ તે પહેલા જ છે. વળી, સુધારા સંબંધે પોતાના વિચારો ફર્યા, ત્યારે સુધારા સામે પોતાનો વિરોધ જાહેર કરવાની હિમ્મત બતાવી નીડરતા અને પ્રમાણિકતાનું વિરલ દૃષ્ટાંત રજૂ કરનાર પણ તે જ હતા.

નર્મદાશંકર શૂરવીર, આગ્રહી, ટેકીલા, ચોખ્ખાબોલા અને નીડર હતા; પણ તેમનામાં દીર્ઘદૃષ્ટિ, તીવ્ર બુદ્ધિ કે ઊંડો વિચાર કરવાની શક્તિ ઘણાં ઓછાં હતાં. વાચન વિશાળ હતું, પણ વિવેક-દૃષ્ટિ સ્થૂલ જ રહી ગઈ હતી. તત્કાળ જે સૂઝતું તે ખરું માની

તેનો ખૂબ આગ્રહ રાખતા અને તે પ્રમાણે આચરણ કરવા ઉતાવળા થઈ જતા.

જૂના વિચારવાળાના દંભ અને દુરાચરણથી તે જેમ ઊકળી ઊઠ્યા હતા અને સુધારાના અગ્રણી થઈ બેઠા હતા, તેમ જ જ્યારે તેમણે સુધારકોમાં બદી અને દુષ્ટતા જોયાં, ત્યારે પણ તે ખૂબ ઉશ્કેરાઈ ગયા અને સુધારો કાંઈ સાર કે અર્થ વગરનો છે એમ માની લઈ જૂના વિચારના પ્રશંસક અને પૂજક બની ગયા. તેનો આ વિચાર પલટો પ્રમાણિક હતો. પણ પહેલાં જેમ તેમણે જૂના વિચારવાળા તરફ ઉતાવળિયો વિરોધ કર્યો હતો, તેમ હવે સુધારકો સામે તે ઉતાવળિયો વિરોધ કરી બેઠા. નર્મદાશંકર શાંતિથી, ગંભીરતાથી દીર્ઘદૃષ્ટિથી વિચાર કરી શકે તેવી સૂક્ષ્મ બુદ્ધિ કે તીવ્ર સમજશક્તિ જ ધરાવતા નહોતા. તે પ્રમાણિક હતા, હિંમતવાન હતા, નીડર હતા, જુસ્સાથી ભરેલા હતા; પણ ઊંડી વિચારશક્તિ કે ભવિષ્યમાં નજર નાખી શકે તેવી તીક્ષ્ણ દૃષ્ટિ, કે ગંભીર શાંતિ તેમનામાં ન હોવાને લીધે તેમનું જીવન ક્ષણિક ઊભરાઓને જ વશ બની જતું. કાંઈક નવું કરવાનો તેમનો જુસ્સો બહુ જબ્બર હતો. જુદાજુદા પ્રકારની કવિતા લખનારા તે લગભગ પહેલા હતા. આગળ કહ્યું તેમ કોશ, ગદ્ય, ઇતિહાસ, જીવનચરિત્ર, નિબંધ વગેરેના લખનાર પણ તે પહેલા હતા. અત્યંત આગ્રહી, ઉદ્યોગી અને અશ્રાંત કામ કરનારા હતા—ગુજરાતમાં નવજીવનનો સંચાર કરાવનાર કાર્યકરોમાં તે મુખ્ય હતા. 'જય જય ગરવી ગુજરાત' એ ભાવના જગાડનારા હતા. ખરેખર, તે એક મહાન ગુજરાતી હતા.

તેમની કવિતાઓમાંથી 'શૂરવીરનાં લક્ષણ,' 'વીરરસકવિતા', 'હિંદુઓની પડતી,' 'સુરતની હકીકત' એવી થોડી કૃતિઓ ટકી રહે તેવી છે. ગદ્ય લખાણમાં 'ગુજરાતીઓની સ્થિતિ' અને બીજા થોડા નિબંધો તથા 'ધર્મવિચાર' અભ્યાસ કરવા લાયક છે. 'નર્મકથાકોશ', જેમાં પુરાણનાં અને બીજાં જાણવાલાયક પાત્રોની પિછાન આપવામાં આવી છે, તે તો હજી સુધી અજોડ જ રહેલ છે—આવી-

આવી તેમની સેવાઓ ગુજરાત કદી ભૂલી શકે નહિ.

તેમના સમયના સુધારકોમાં મુખ્ય કરસનદાસ મૂળજી (ઈ. સ. ૧૮૩૨–૧૮૭૧), મહીપતરામ રૂપરામ (ઈ. સ. ૧૮૨૯–૧૮૯૧), તથા દુર્ગારામ મંછારામને ગણાવવા જોઈએ. કરસનદાસ મૂળજી અને મહીપતરામ તો વિલાયત જવાની પહેલ કરનારા હતા. જ્ઞાતિજનોનો વિરોધ હોવા છતાં તેઓએ પરદેશગમન કર્યું હતું, એટલું જ નહિ પણ સુધારાનાં બીજાં કામોમાં પણ તેઓ સારો રસ લેતા હતા. કરસનદાસ મૂળજી ખાસ તો 'લાયબલ કેસ'થી અમર થયા છે. વલ્લભી સંપ્રદાયમાં કેટલીક બદીઓ પેસી ગઈ હતી, તે વિષે કરસનદાસે છડેચોક ટીકા કરી. કરસનદાસે જાહેર કરેલી હકીકત ખોટી છે અને તેથી વૈષ્ણવના મહારાજની બદનક્ષી થઈ છે એમ ગણી વૈષ્ણવના મહારાજે કરસનદાસ પર નુકસાનીનો દાવો માંડ્યો. આ કેસમાં સાક્ષી આપવા માટે અને બીજી રીતે ઘણા લોકોને જ્ઞાતિજન તરફથી ખૂબ કનડગત થતી હતી, છતાં થોડાક દૃઢનિશ્ચયી પુરુષોની નીડરતાને લીધે કેસ સાંગોપાંગ ચાલ્યો. આ કેસની સઘળી માહિતીવાળું 'લાયબલ કેસ' એ નામનું પુસ્તક પ્રગટ કરવામાં આવ્યું છે. સાહિત્ય સાથે એ કેસને કશો સંબંધ નથી, પણ સમાજ સાથે તો અવશ્ય છે; એટલે વિદ્યાર્થીઓએ તે વાંચી જવું જોઈએ. કરસનદાસે સારા નિબંધ અને ગૃહસંસારમાં ઉપયોગી થાય તેવી બાબતો વિષે બેત્રણ પુસ્તકો લખ્યાં છે. ખાસ ધ્યાન ખેંચે તેવું તો તેનું ઇંગ્લંડના પ્રવાસનું પુસ્તક છે, વિલાયતના પ્રવાસે જનારા તે પહેલા જ હતા, એટલે તેમના પુસ્તકમાં આપેલી માહિતીથી આખા ગુજરાતને સારો લાભ મળ્યો હતો.

મહીપતરામ પણ સુધારક હતા; સ્થિર વૃત્તિના અને એકમાર્ગી કામ કરનારા હતા. તેમણે પણ પુસ્તકો ઘણાં લખ્યાં છે. 'સધરા જેસંગ,' 'વનરાજ ચાવડો,' 'સાસુવહુની લડાઈ' વગેરે તે સમયમાં ખૂબ વંચાતાં; ભવાઈઓની માહિતી તેમણે બહાર પાડેલું 'ભવાઈ-

સંગ્રહ' નામનું તેમનું પુસ્તક ઉપયોગી માહિતીઓથી ભરપૂર છે.

આ બાવાએ સુધારાનું જેવું કામ કર્યું છે, તેવું જ કામ કરનારા બીજા શાંત કાર્યકરો પણ હતા. તેમની કાર્યપદ્ધતિ જરા જુદી હતી; પણ ઉદ્દેશ તો એક જ હતો. દલપતરામ (ઈ. સ. ૧૮૨૦–૧૮૯૮) અને નવલરામ (ઈ. સ. ૧૮૩૬–૧૮૮૮) એ શાંત સુધારકોમાં શ્રેષ્ઠ હતા. દલપતરામે 'હુન્નરખાનની ચઢાઇ,' 'વેનચરિત્ર' અને 'કન્યાકેળવણી'ની તથા બીજી ગરબીઓમાં આપેલો બોધ બહુ કિંમતી છે. દલપતરામનું સામાન્ય જ્ઞાન બહુ વિશાળ હતું, પણ કવિત્વ સાધારણ પ્રતિનું અને બુદ્ધિશક્તિ પણ સામાન્ય કોટિની જ હોવાથી, તેમની કૃતિઓ સરળ, સદ્બોધથી ભરેલી અને મનરંજન કરનારી હોવા છતાં ઊંચા કવિત્વની કે ઉત્તમ સાહિત્યની ગણનામાં આવી શકે તેવી નથી. સાધારણ જ્ઞાનવાળા પૃથગ્ જનને તો તે હંમેશાં રોચક થઈ પડશે. 'ફારબસવિલાસ,' 'વિજયક્ષમા,' 'હંસકાવ્યશતક,' 'ગમારબાવની,' 'સંપલક્ષ્મીસંવાદ,' 'અંગ-ઉધારનો ઝગડો' વગેરે કવિતાઓ ખૂબ રસથી વાંચનારા ઘણા મળી આવશે.

સમાજસુધારા માટે અને કન્યાકેળવણી માટે તો દલપતરામે રાતદિવસ કામ કર્યા જ કર્યું હતું. આજના જમાનામાં તેની કદર કરનારા થોડા છે, એ દિલગીર થવા જેવું છે.

દલપતરામ અંગ્રેજી ભણ્યા નહોતા, પણ ફારબસ સાહેબના સહવાસથી અંગ્રેજી સંસ્કારોની સારી માહિતી તેઓ પામ્યા હતા. તેઓ અંગ્રેજોના સારા પ્રશંસક હતા. અંગ્રેજી રાજ્યના ખરા વખાણનારા હતા. તે જમાનો જ એવો હતો. અંગ્રેજના રાજ્યમાં શરૂઆતથી જે શાંતિ અને સ્થિરતા મળવા માંડ્યાં હતાં, તેથી અંગ્રેજી રાજ્ય માટે પૂજ્યભાવ અને પ્રેમભાવ પ્રગટ થયાં હતાં. આવા અંગ્રેજી રાજ્યમાં દરેક જણે પોતપોતાથી બનતું કરી દેશમાં જ્ઞાન, સંપત્તિ, સંપ વગેરેનો પ્રચાર કરવા મચી રહેવું જોઈએ એમ દલપતરામ માનતા, પોતે પોતાથી બનતું કરવા તૈયાર પણ હતા. ગુજરાત

વર્નાક્યુલર સોસાયટીનું કામ કરવા કોઈ લાયક માણસની જરૂર પડી, ત્યારે ફારબસ સાહેબે દલપતરામને તે કામ ઉપાડી લેવા સૂચના કરી. દલપતરામ તે વખતે સરકારી નોકર હતા. સરકારી નોકરીમાં પગારનો વધારો, પેન્શન, લોકોમાં મોભો વગેરે ઘણા લાભ હતા, છતાં તે નોકરી છોડી ગુજરાત વર્નાક્યુલર સોસાયટી જેવી ખાનગી સંસ્થાની નોકરી દલપતરામે સ્વીકારી. દેશસેવા કે સાહિત્યસેવા ખાતર આવો ત્યાગ કરનારા ઘણા થોડા હોય છે. દલપતરામની આવી મૂંગી સેવાઓની ગુજરાત કદર કરી શક્યું નથી, એ ગુજરાતનું કમભાગ્ય છે.

નર્મદાશંકર અને દલપતરામ બંનેના કરતાં વધારે બુદ્ધિશાળી, અભ્યાસી અને વધારે ગંભીર વિચારક હોવા છતાં નવલરામ શાંત અને મૂંગું કામ કરનારા હોઈ, તે જમાનામાં બહુ આગળપડતા ગણાતા નહોતા. જો સુધારાના વિચારમાં અને સાહિત્યની સેવામાં સંગીનતા અને ઉપયોગિતાની દૃષ્ટિએ જોઇએ તો નવલરામનો ફાળો નાનોસૂનો નહોતો. જૂના રીતરિવાજો માટેનો તેમનો અણગમો 'બાળલગ્નબત્રીશી'માં અને 'ગરબાવાળી'ની કોઈ કોઈ ગરબીમાં પ્રકટપણે દેખાઇ આવે છે. દુર્ગારામ મહેતાજી તથા કરસનદાસ મૂળજીનાં જીવનચરિત્રની નોંધ લેતાં તેમની સુધારા તરફની મનોદશા અને સુધારામાં તેમનો વિશ્વાસ આપણે જોઈ શકીએ છીએ. નર્મદાશંકરના વિચારપલટા પર ટીકા કરતાં નવલરામે સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું હતું, કે 'સુધારો મરી ગયો નથી અને મરવાનો પણ નથી. દેશમાં જેમજેમ શિક્ષણ અને કેળવણી વધતાં જશે, તેમ-તેમ સુધારો આગળ ને આગળ પ્રગતિ કર્યા જ કરશે.' નવલરામની આ આગાહી કેટલી બધી સફળ થઈ છે, એ આજનો જમાનો પુરવાર કરે છે.

નવલરામે કવિતા થોડી જ લખી છે. ઉપર જણાવી તે ઉપરાંત તેમણે કાલિદાસના મેઘદૂતનું ભાષાંતર કર્યું છે. તે ભાષાંતર તરફ સાક્ષરોનું કેમ દુર્લક્ષ છે, એ સમજાતું નથી. કાલિદાસનો ભાવ

સારામાં સારાં સમશ્લોકી ભાષાંતર જેટલો જ નવલરામ મેઘછંદમાં ઉતારી શક્યા છે. એ ભાષાંતર વિસારી દેવા જેવું નથી, એમ હરેક વાંચનાર કબૂલ કરશે. નવલરામની કવિતા થોડી હોવા છતાં, તેમની કૃતિમાં કવિત્વ છે, સુવિચાર છે, સદ્બોધ છે.

નવલરામનું ગદ્ય નર્મદાશંકરના ગદ્ય કરતાં વધારે સંસ્કારી, વધારે જોરદાર, વધારે અર્થવાહક અને વધારે રસભર્યું છે; છતાં હવે તો તેમનું લખાણ સંપૂર્ણ સંગ્રહ તરીકે સુલભ નથી, એ શોચનીય છે. તેમનાં ગ્રંથાવલોકનો સાહિત્યના વિદ્યાર્થીઓને બહુ માર્ગદર્શક બને તેવાં છે એટલું જ નહિ, પણ ગુજરાતીમાં પહેલા સંસ્કારી અવલોકનકાર તરીકે તે ખૂબ માનને પાત્ર છે. સામાન્ય માહિતી આપતા લેખો—જેમનો સંગ્રહ જૂની નવલગ્રંથાવલિના ચોથા ભાગમાં કરવામાં આવ્યો હતો તે—ઉપયોગી માહિતીથી ભરપૂર છે; સામાન્ય વાચકને તે લેખો આનંદ અને બોધ આપનારા છે.

તેમના શિક્ષણશાસ્ત્રને લગતા લેખો હમણાં જાણે તદ્દન ભુલાઈ ગયેલા જ લાગે છે. નવલરામના લેખોને જૂનવાણી ગણી આજની નવીન પ્રગતિના પ્રશંસકો નવાં પુસ્તકોની શોધમાં નવલરામની સામે પણ જોતા નથી એવું લાગે છે. ખરી રીતે તો શિક્ષકોને અને શિક્ષકોને તૈયાર કરનારા, ટ્રેનિંગ કૉલેજમાં કામ કરનારાઓને નવલરામનાં લખાણ આજ પણ પ્રેરક અને બોધક થાય તેવાં છે. જૂની નવલગ્રંથાવલિના ત્રીજા ભાગમાં શિક્ષણ અને કેળવણીને લગતા લેખોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. નવલરામનાં નાટકો વિષે આ પુસ્તકના જ પ્રકરણ ૯મામાં નોંધ લેવામાં આવી છે.

નવલરામના જેવા સંસ્કારી વિદ્વાન, સુશ્રુત અને વિવેકી દૃષ્ટિવાળાનો અભ્યાસ હમણાં થાય છે, તેથી વધારે થાય એ ઇચ્છવા જેવું છે.

આ ત્રણ મુખ્ય લેખકો ઉપરાંત પણ આ જમાનામાં બીજા કેટલાક વિદ્વાનો અને કાર્યકરો લોકોપયોગી સાહિત્ય પ્રગટ કરીને ...ારી સાહિત્યસેવા કરી ગયા છે. તેમાંથી રણછોડભાઈ ઉદયરામ

(ઈ. સ. ૧૮૩૮–૧૯૨૩), હરગોવિંદદાસ કાંટાવાળા (ઈ. સ. ૧૮૪૪–૧૯૩૧), વ્રજલાલ કાલિદાસ શાસ્ત્રી (ઈ. સ. ૧૮૨૫–૧૮૯૩), ઈચ્છારામ સૂર્યરામ દેશાઈ (ઈ. સ. ૧૮૫૭–૧૯૧૨), એ તો ખાસ નોંધ લેવા લાયક છે. રણછોડભાઈ ઉદયરામે કવિતા લખી છે, નાટકો લખ્યાં છે, છૂટકછૂટક લેખો લખ્યા છે, એમ અનેક રીતે તેમણે પ્રવૃત્તિ કરી છે. તેમનો ઉદ્યોગ અને સાહિત્યશોખ અજબ પ્રતિનાં હતાં. તેમની કૃતિઓમાંથી 'રણપિંગળ' અને જગતના જુદાજુદા દેશોના વ્યાપારની માહિતીવાળાં પુસ્તકો ખાસ નોંધ લેવા જેવાં છે. હરગોવિંદદાસ કાંટાવાળાએ 'પાણીપત 'અને 'વિશ્વની વિચિત્રતા' એવાં બે નાનાં કાવ્યો લખ્યાં છે, વાર્તાઓ લખી છે, સામાન્ય માહિતીનાં બીજાં પુસ્તકો પણ લખ્યાં છે. તેમનો ઉદ્યોગ પણ ખરેખર અત્યંત વિસ્મયકારક હતો. ખાસ સેવા તો તેમણે જૂના કાવ્યોને પ્રગટ કરીને કરી છે. પહેલાં પ્રાચીન કાવ્ય ત્રિમાસિક અને પછી ગાયકવાડ સરકારના આશ્રયથી પ્રાચીન કાવ્યમાળા, એ પ્રગટ કરવામાં તેમણે જે શ્રમ લીધો છે, તે ખરેખર યાદગાર છે. ઇચ્છારામ સૂર્યરામ દેશાઈએ પણ 'બૃહત કાવ્યદોહન'ના પ્રકાશનથી સરસ સેવા બજાવી છે. હરગોવિંદદાસ તથા ઈચ્છારામ બંનેનાં પ્રકાશનકાર્યમાં આજે આપણને અનેક ક્ષતિઓ લાગે છે, પરંતુ તે જમાનામાં તે બંનેએ અથાગ શ્રમ લઈ, જે કાર્ય કર્યું છે તે ખરેખર વખાણવાલાયક છે. અલબત્ત, જમાનામાં પ્રગતિ થતી જાય તેમતેમ નવુંનવું સૂઝે—જૂનું દોષવાળું લાગે—એ સ્વાભાવિક છે. તેવું થાય, ત્યારે જમાના પ્રમાણે સુધારાવધારા કરતા જવા જોઈએ. પણ ભૂતકાળમાં થયેલા કામને, લેવાયેલા શ્રમને, બતાવેલા ઉત્સાહને અન્યાય તો ન જ કરવો જોઈએ.

વ્રજલાલ કાલિદાસ શાસ્ત્રી સંસ્કૃતના પ્રખર પંડિત હતા. માગધી ભાષાના પણ જાણનારા હતા, અને ગુજરાતી ભાષાના વંશાવતાર અને ગુજરાતી ભાષાનાં વ્યાકરણ વગેરેના અભ્યાસ માટે સારો શ્રમ લેનારા હતા. તેમનાં લખેલાં 'ગુજરાતી ભાષાનો

થયા એટલું જ નહિ, પણ અંગ્રેજી ભણતરથી ઉત્પન્ન થયેલી નવી પ્રજા અંગ્રેજોના પ્રભાવથી એવી તો દબાઈ ગઈ, એવી તો મોહમાં પડી ગઈ, એવી તો પામર બની ગઈ, કે અંગ્રેજોની પ્રશંસક જ નહિ, પણ પૂજક બની ગઈ—અંગ્રેજોના જાણે દાસાનુદાસ જેવી બની ગઈ.

અંગ્રેજોમાં લોકોને પ્રસન્ન રાખી, જીતી લેવાની હોશિયારી હતી. વળી અંગ્રેજી રાજ્યપદ્ધતિ દેશની જૂની પદ્ધતિ કરતાં એવી જુદી રીતની હતી, કે લોકોને ખૂબ રાહત અને શાંતિ મળ્યાં હતાં, એવો સંતોષકારક અભિપ્રાય દેશભરમાં ફેલાઈ રહ્યો હતો.

આવા વાતાવરણમાં દેશના સર્વ લોકો એકસરખો લાભ લઈ શકે તેવી શિક્ષણપદ્ધતિ અંગ્રેજોએ દાખલ કરી. ઉચ્ચ શિક્ષણનો લાભ આપવા માટે યુનિવર્સિટીની પણ સ્થાપના કરી. યુનિવર્સિટીની પરીક્ષાઓ અંગ્રેજી દ્વારા જ લેવાતી, એટલે અંગ્રેજીનો અભ્યાસ વધ્યો અને અંગ્રેજી ભણેલાઓ અંગ્રેજી ભાષાના અને અંગ્રેજી રીતરિવાજના વખાણનારા બનવા લાગ્યા. દેશભરમાં વાતાવરણ જ એવું થઈ ગયું, કે અંગ્રેજી ભાષા, અંગ્રેજી પહેરવેશ, અંગ્રેજી રીતભાત, અંગ્રેજી વસ્તુઓ, જે કાંઈ અંગ્રેજી હોય તે બધું જ સરસ અને શીખવા, અનુકરણ કરવા, વસાવવા લાયક; અને દેશી એટલે અણઘડ, જંગલી, હલકું અને નિર્માલ્ય.

આ મનોદશા વાજબી નહોતી એમ માનનારા પણ કોઈ કોઈ નીકળી આવતા. સદ્‌ભાગ્યે યુનિવર્સિટીના ભણતરમાં સંસ્કૃતને સ્થાન મળ્યું હતું એટલે ઉચ્ચ શિક્ષણ લેનારાઓને સંસ્કૃતનો પણ અભ્યાસ કરવો પડતો. આ અભ્યાસથી એક લાભ એ થયો, કે કોઈ કોઈ તીવ્ર બુદ્ધિવાળાને સત્યદર્શન થવા લાગ્યું. દેશમાં પ્રચલિત રીતરિવાજો, આચારવિચારો, આહારવિહાર બધા માટે તિરસ્કાર ઉત્પન્ન કરનાર જે વાતાવરણ સુધારકોએ ફેલાવ્યું હતું, તે વાતાવરણ બદલવું જોઈએ; આપણા રીતરિવાજો અને આચારવિચારો તદ્દન અર્થશૂન્ય કે મૂર્ખાઈ ભરેલા નથી, પણ તે બધાની પાછળ કોઈક ઉચ્ચ

હેતુ રહેલો છે, એવી સમજ સંસ્કૃતના અભ્યાસથી આવવા લાગી.

નવા ભણતરથી જુવાન ભણેલાઓની મનોદશા જ એવી થતી, કે તેમાંના ઘણા તો જૂનાને નિંદનારા જ થઈ જતા. સામાન્ય જનતાને તો જૂના માટે જ શ્રદ્ધા હોય અને તે જૂનાનું જ પાલન કર્યાં કરે; તેથી સામાન્ય જનતા પર સુધરેલા વિચારો લાદવાના પ્રયત્ન અંગ્રેજી ભણેલાઓ કરતા હતા. પરંતુ સદ્‌ભાગ્યે તેવા ભણેલાઓમાંથી પણ કોઈ કોઈ વિચારશીલ પંડિત જૂના–નવાનો મુકાબલો કરનારો નીકળી પડતો. ગોવર્દ્ધનરામ માધવરામ ત્રિપાઠી (ઈ. સ. ૧૮૫૫ થી ૧૯૦૭) આવા એક વિદ્વાન ચિંતક હતા. તેમણે દેશમાં પ્રસરી રહેલી સુધારાના વિચારોની સારાસારતા લોકો પાસે રજૂ કરી અને પછી જૂના અને નવાનાં દૃષ્ટાંતો આપી શું પસંદ કરવું એ લોકોને સમજાવ્યું.

નવા ભણેલાઓમાં કોઈ કોઈ તો વળી એવા જૂનવાણી રહ્યા હતા, કે જે જૂનું તે જ સારું, એમ આગ્રહથી માની પુરાણપ્રેમી જ બની રહ્યા હતા. મણિલાલ નભુભાઈ દ્વિવેદી (ઈ. સ. ૧૮૫૮ થી ૧૮૯૮) સંસ્કૃતના સારા અભ્યાસી હતા–યુનિવર્સિટીના શિક્ષણ દ્વારા જ આ જ્ઞાન મેળવેલું હતું; છતાં તે સુધારાના રીતરિવાજોથી બહુ વિરુદ્ધ હતા. તેમ સાટે નરસિંહરાવ ભોળાનાથ (ઈ. સ. ૧૮૫૯–૧૯૩૭) અને રમણભાઈ મહીપતરામ (ઈ. સ. ૧૮૬૮–૧૯૨૮) નવા વિચારોને સ્વીકારનારા અને સુધરેલા આચારને સેવનારા હતા. ભણેલા અને તેથી સારી પાયરી પામેલા આવા લોકોની અસર વધારે થાય, એ સ્વાભાવિક જ હતું. મનુષ્યમાત્રને નવીનતાનો મોહ ઝટ લાગી જાય છે. કેટલાક લોકો અંગ્રેજોના અનુકરણના રસિયા બન્યા હતા અને કેટલાક જૂનાં બંધનોમાંથી મળતી મુક્તિથી સ્વતંત્રતાના બહાના હેઠળ સ્વચ્છંદી બની રહ્યા હતા. ગોવર્દ્ધનરામ જેવા વિચારકને આ વાતાવરણે બહુ ચિંતનશીલ બનાવ્યા. સુધારાની અવશ્ય જરૂર હતી. જૂના રિવાજોમાં ક્યાંક ક્યાંક પેસી ગયેલા અનર્થો સમજવા જોઇએ અને દૂર કરવા જોઇએ

ખટપટ, જ્ઞાનચર્ચા વગેરે અનેક બાબતો પર થયેલું લખાણ દરેક વાચકને આનંદ આપનારું અને ઊંચે લઈ જનારું છે. ચર્ચામાં કોઈ વાર પાંડિત્ય આવી જાય છે, પ્રસંગોમાં કોઈ વાર મર્યાદાનું ઉલ્લંઘન થયેલું લાગે છે, અને કલ્પનાના વિહારો કોઈ વાર વધારે-પડતા ઊંચા અને તેથી અપ્રાપ્ય લાગે છે; છતાં શ્રદ્ધા રાખી, અભ્યાસની દૃષ્ટિ રાખી વંચાય, તો જીવનને નવો જ રંગ લગાડી દેવાની ઊંચી શક્તિ તે પુસ્તકમાં છે. ગોવર્ધનરામ વાર્તાલેખક, ગંભીર વિચારક અને ચિંતનપ્રેરક ઉપદેશક હોવા ઉપરાંત ઊંચા કવિ અને મહાન સમાજસુધારક હતા, એમ તે પુસ્તક બતાવી આપે છે.

ગોવર્ધનરામે 'સરસ્વતીચંદ્ર' ઉપરાંત બીજું ઘણું લખ્યું છે. 'લીલાવતીની જીવનકલા' અને 'દયારામનો અક્ષરદેહ' એ બે ચરિત્રનાં પુસ્તકો હોવા છતાં બન્ને દ્વારા ગૃહજીવનના અને કવિ-જીવનના જે ખ્યાલો રજૂ કરવામાં આવ્યા છે, તે ખૂબ અભ્યાસ કરવાલાયક છે; વાંચનારના જીવનને અત્યંત ઊંડી અસર કરે તેવા છે. 'સ્નેહમુદ્રા' અને 'સાક્ષરજીવન' તો ગુજરાતી સાહિત્યની ઊંચામાં ઊંચી કૃતિઓમાં ગણના પામે છે. 'સ્નેહમુદ્રા' કાવ્ય છે; તેમાં પણ દેશોદ્ધાર અને તત્ત્વચિંતનનું તથા સૃષ્ટ પદાર્થોના રહસ્ય-દર્શનનું એવું ગંભીર અને ઉત્કૃષ્ટ વર્ણન છે, કે તેની બરોબરી કરી શકે એવું એકે પુસ્તક હજી સુધી ગુજરાતને મળ્યું નથી. તેમાં કોઈ-કોઈ જગાએ રસક્ષતિ જેવું લાગે, કોઈ કોઈ જગાએ લખાણ કષ્ટ-બોધ્ય લાગે, કોઈ કોઈ જગાએ રુચિભંગ જેવો પ્રસંગ લાગે; આવા-આવા કેટલાક દોષો તે કાવ્યમાં માલૂમ પડે છે, પણ તેથી તે નીરસ છે, દુર્બોધ્ય છે, ક્લિષ્ટ છે એમ સમજી, તેને પઠનપાઠનમાંથી બાતલ કરવું એ તો સાહિત્યના અભ્યાસમાં ખોટી ખલેલ પહોંચાડ-વા જેવું છે. અંગ્રેજીનો અભ્યાસ કરતી વખતે 'બ્રાઉનિંગ,' 'શેક્સ-પિયર,' 'એમર્સન' વગેરેને સમજવા માટે શ્રદ્ધાપૂર્વક શ્રમ કરનારા ાર્થીઓ અને વિદ્વાનો 'સ્નેહમુદ્રા' માટે શ્રદ્ધા રાખી શકતા

નથી, એ આશ્ચર્યકારક છે. 'સ્નેહમુદ્રા'માં કુદરતનો પરિચય, તત્ત્વ-ચિંતન, દેશપ્રેમ, દંપતીપ્રેમ વગેરેના આલેખનમાં સુંદર કવિત્વ અને ઉદાત્ત ભાવની ઉચ્ચતાનો જે અનુભવ થાય છે, તે અત્યંત વિરલ જ છે.

'સાક્ષરજીવન' તો ગુજરાતી સાહિત્યના ઉત્તમોત્તમ ગ્રંથોમાં પણ અગ્રસ્થાને મુકાય છે. સાક્ષરતા એટલે શું, ખરા સાક્ષરો કેવા હોય, જગત સાક્ષરો પાસેથી કેવી ઊંચી આશા રાખે છે, સાક્ષરો જ ખરા દેશહિતચિંતક અને ખરા દેશોદ્ધારક છે વગેરે પૂર્વ અને પશ્ચિમના મહાન નરોનાં દૃષ્ટાંતો આપી સમજાવ્યું છે. સાક્ષરોનો ધર્મ સમજાવનાર અને તેની ખરી કિંમત કરનારું તે પુસ્તક કમભાગ્યે અધૂરું જ રહ્યું છે. આવા પુસ્તકને અઘરું ગણી વિદ્વાનો પણ વિસારી મૂકે, તો ગુજરાતીમાં સારાં પુસ્તકોના અભ્યાસને ઉત્તેજન ક્યાંથી મળે?

આ ઉપરાંત પણ ગોવર્ધનરામે પુષ્કળ લખેલું છે. તેમણે ગુજરાતના કવિઓની પિછાન કરાવી છે; સમકાલીન ચર્ચા ઉપાડી લઈ, અંગ્રેજી તથા ગુજરાતીમાં અનેક લેખો લખ્યા છે. આવાં ઊંચાં લખાણો ઉપરાંત ખાસ યાદ રાખવા જેવું તો એ છે, કે તે માત્ર લેખબહાદુર જ નહોતા, જીવનમાં ઊંચા આદર્શને અનુસરનારા પણ હતા. યુનિવર્સિટીમાંથી પસાર થયેલા વિદ્વાનોમાં એ પ્રથમ પંક્તિના ચિંતક, ઊંચા પ્રકારના સમાજસેવક, લોકપ્રિય અને લોકોપકારક લેખક, કવિત્વમય હૃદયવાળા અને ઉત્કૃષ્ટ શક્તિપૂર્ણ મગજવાળા સાધુ પુરુષ હોઈ, તેઓ સાહિત્યાકાશમાં અચળ અને નિર્મળ તેજથી પ્રકાશ્યા કરશે.

યુનિવર્સિટીમાંથી બહાર પડેલા બીજા પણ કેટલાક પંડિતો ગોવર્ધનરામની સાથેસાથે જ સાહિત્યસેવા કરનારા હતા. મણિલાલ નભુભાઈ, નરસિંહરાવ ભોળાનાથ, કેશવલાલ હર્ષદરાય ધ્રુવ (ઈ. સ. ૧૮૫૯ થી ૧૯૩૭) અને રમણભાઈ મહીપતરામ તે સમયના

સાહિત્યવીરો છે. દરેકનું કામ જુદું હોવા છતાં, ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરવામાં દરેકનો હિસ્સો ઘણો મોટો છે.

**મણિલાલ નભુભાઈ:**

મણિલાલ નભુભાઈ, આગળ જણાવ્યું છે તેમ, પુરાણપ્રેમી હતા. સુધારાના વિચાર અને આચાર તેમને આકર્ષી શક્યા નહોતા; બલ્કે તેમને તો બધા દોષરૂપ, ઉન્માર્ગગામી, અનર્થકારી લાગ્યા હતા, અને તેથી જૂના આચારોને વળગી રહેવા તેમણે ખૂબ ઉપદેશ આપ્યો છે. તેમણે જૂના આચારોનાં રહસ્ય સમજાવવા લેખો લખ્યા છે, અને 'નારીપ્રતિષ્ઠા', 'બાળવિલાસ' વગેરે પુસ્તકો દ્વારા ગુજરાતને સત્યદર્શન માટે ખૂબ પ્રેરણા આપી છે. મણિલાલ તત્ત્વજ્ઞાની હતા; તેઓ શાંકરમતના રહસ્યદર્શક તરીકે વિદેશમાં સારી પ્રતિષ્ઠા પામ્યા હતા. વેદાંતના તત્ત્વજ્ઞાનને સૂફીમતનો રંગ આપી, તેમણે કેટલીક સુંદર કવિતાઓ કરી છે. 'પ્રેમજીવન' અને 'અભેદોર્મિ' ના નામથી બહાર પાડેલી કવિતાઓ પર તત્ત્વજ્ઞાનદર્શક ટીકાઓ મણિલાલે પોતે જ લખી છે–આ બન્નેમાંનાં કાવ્યો તથા બીજાં છૂટક કાવ્યો બધાં ભેગાં કરી, 'આત્મનિમજ્જન' એવા નામથી તેમનો કાવ્યસંગ્રહ છપાયો છે. 'પ્રીતિ–પ્રેમ વંદું જય જય વાણી,' 'અમે તો વેરાગી,' 'પ્રેમની ઝળક છાઈ રે,' 'આંખ ભર્યે શું થાય?' 'ઊઠી જા તું ગાફેલ ગાભરા' વગેરે કાવ્યોમાં કવિત્વ, તત્ત્વજ્ઞાન અને પ્રેમપ્રસંગોનું સંમિશ્રણ થયેલું હોઈ, તે કાવ્યો ઘણા લાંબા વખત સુધી ખૂબ પ્રચાર પામી રહ્યાં હતાં.

મણિલાલની કીર્તિ તેમનાં કાવ્યોના કરતાં, તેમની ઈતર સેવાથી વધારે ટકી રહેશે. પહેલાં 'પ્રિયંવદા' અને પછી 'સુદર્શન' દ્વારા સમાજસેવા અને સાહિત્યસેવાની જે લેખમાળા તેઓ પ્રગટ કરી રહ્યા હતા, તેથી આખા ગુજરાતમાં સદ્‌વિચાર અને સત્ય જ્ઞાન માટે ખૂબ પ્રવૃત્તિ થઈ રહી હતી. 'નારીપ્રતિષ્ઠા' અને 'બાળવિલાસ,' ઉપરાંત 'ગુલાબસિંહ' નામની નવલકથા, 'ચારિત્ર્ય' નામનો નિબંધાત્મક ગ્રંથ, 'કાન્તા' નામનું સ્વતંત્ર નાટક, 'માલતીમાધવ'

અને 'ઉત્તરરામચરિત'નાં ભાષાંતર વગેરે અનેક પુસ્તકો મણિલાલે લખ્યાં છે. આ બધાંથી પણ ખૂબ મહત્ત્વની સેવા કરનાર ગ્રંથ 'સિદ્ધાંતસાર' મણિલાલનું સર્વશ્રેષ્ઠ પુસ્તક છે. આર્ય તત્ત્વજ્ઞાનનાં દર્શનનો પરિચય આપનારું તે પુસ્તક ઉત્તમ માહિતી પૂરી પાડે છે એટલું જ નહિ, પણ તેમાં ભાષાની ગૌરવભરી શૈલી એવી તો ઉત્કૃષ્ટ છે, કે મણિલાલની કીર્તિને તે ગ્રંથે અમર બનાવી છે.

**નરસિંહરાવ ભોળાનાથ :**

મણિલાલનો પહેલો કાવ્યસંગ્રહ ૧૮૮૭માં બહાર પડ્યો, તે જ વર્ષમાં નરસિંહરાવનું પ્રથમ કાવ્યપુસ્તક 'કુસુમમાળા' પણ પ્રગટ થયું. 'પ્રેમજીવન' સમકાલીન યશ મેળવવા ઠીક ભાગ્યશાળી બન્યું હતું, પણ 'કુસુમમાળા' તો ગુજરાતી કવિતાને નવીન અવતાર આપનાર પુસ્તક ગણાયું–સ્વીકારાયું છે. અંગ્રેજી અને સંસ્કૃતના અભ્યાસથી મળેલા નવા સંસ્કારથી નરસિંહરાવનાં કાવ્યોએ તદ્દન નવું સ્વરૂપ મેળવ્યું હતું. વિષયોમાં નવીનતા હતી, ભાષામાં સંસ્કૃત અભ્યાસની અસર હતી, છંદ અને અલંકારના પ્રયોગમાં જૂના–નવાનો સારો ઉપયોગ થયો હતો. આવા ગુણોથી તે કાવ્યો આહ્લાદક અને મોહક બન્યાં હતાં, એટલું જ નહિ પણ તેઓ ગુજરાતી કવિતાનો નવો જ પ્રકાર રજૂ કરનારાં હતાં. નવી કવિતાના પહેલા પુસ્તક તરીકે ગુજરાતે તેને ખૂબ વધાવી લીધું હતું. નરસિંહ, મીરાં આદિ જૂના કવિઓથી જુદાપણું તો હતું જ, પણ નર્મદ–દલપત જેવા ગઈ કાલના કવિઓથી પણ આ કવિમાં એવું જુદાપણું હતું, કે ગુજરાતી કવિતાએ નવો અવતાર ધારણ કર્યો એમ 'કુસુમમાળા'ના પ્રકાશનથી સર્વને લાગ્યું.

નરસિંહરાવનું કાવ્યલેખન મંદ હોવા છતાં વર્ષો સુધી ચાલુ રહ્યું હતું. 'હૃદયવીણા', 'નૂપુરઝંકાર', 'સ્મરણસંહિતા'–એ ત્રણે કાવ્યસંગ્રહોમાં નવજીવનના વિચારો છે, નવસાહિત્યના ઉદ્ગારો છે, નવાં ઘડતરનાં ચિહ્નો છે. નરસિંહરાવ નવી કવિતાના આદ્યકવિ છે, નવી કવિતાના પિતા છે.

કવિ તરીકે ખૂબ યશ અને અમર નામ મળેલું હોવા છતાં, નરસિંહરાવે કવિ કરતાં વધારે યશસ્વી કાર્ય અવલોકન દ્વારા અને ભાષાશાસ્ત્રના અભ્યાસ દ્વારા કર્યું છે. નવલરામ પછી પુસ્તકોનાં અવલોકનમાં શાસ્ત્રીય દૃષ્ટિ અને સાહિત્યની સેવા બંને સિદ્ધ કરનાર નરસિંહરાવ જ છે. તેમના સ્વભાવમાં અમુક પ્રકારની ઉગ્રતા હતી, કડક સ્પષ્ટવક્તાપણું હતું, અત્યંત આત્મવિશ્વાસ હતો અને કાંઈક અહંતા પણ હતી; એટલે અવલોકનો સ્વચ્છ અને નિર્મળ રહી શક્યાં નથી, પણ તેથી તેમની અવલોકનશક્તિની ઉચ્ચ કોટિ સ્વીકાર્યા વગર ચાલે નહિ. કેટલાક પ્રસંગસૂચિત નિબંધો પણ તેમણે લખ્યા છે. તેમના ગદ્ય લેખો 'મનોમુકુર' એવા નામથી ચાર ભાગમાં પ્રગટ પણ થયા છે.

અવલોકનકાર કરતાં પણ ભાષાશાસ્ત્રના અભ્યાસી તરીકેની નરસિંહરાવની શક્તિ અને નરસિંહરાવની સેવા ગુજરાતને બહુ ઉપકારક નીવડ્યાં છે. નવી કવિતાના તે જેમ પિતા છે, તેમ જ ભાષાશાસ્ત્રના અભ્યાસના પણ લગભગ પ્રથમ પંડિત જ છે. વ્રજલાલ કાળિદાસ શાસ્ત્રીએ થોડું સંગીન કામ કરેલું છે ખરું; પરંતુ નરસિંહરાવનાં વ્યાખ્યાનોથી ભાષાશાસ્ત્રના અભ્યાસને મળેલી પ્રેરણા બહુ વ્યાપક અને બહુ અસરકારક થશે એમ ચોક્કસ છે. તે વ્યાખ્યાનો અંગ્રેજીમાં અપાયાં હતાં. બે ગ્રંથોમાંના એકનું ભાષાંતર મુંબઈની ફારબસ સભાએ પ્રગટ કરી, ગુજરાતી વાચકોની સારી સેવા બજાવી છે.

**કેશવલાલ ધ્રુવ :**

ભાષાશાસ્ત્રના બીજા અભ્યાસી કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, મૂંગા અને શાંત કામ કરનારા હતા. જૂના સાહિત્યના પ્રકાશનમાં જે ધીરજ, ઉદ્યોગ, કુશળતા અને કળા જોઈએ, તે કેશવલાલમાં સારા પ્રમાણમાં અને ઊંચા પ્રકારનાં હતાં. સંસ્કૃતમાંથી ભાષાંતર કરવામાં પણ તેમણે અજબ શક્તિ બતાવી છે. ભાષાંતરકારમાં પણ કવિત્વ અને સર્જકબુદ્ધિ જરૂરનાં છે, એ તેમનાં ભાષાંતરો પરથી

આપણા જાણવામાં આવે છે. 'મુદ્રા રાક્ષસ,' 'ગીતગોવિંદ,' 'વિક્રમોર્વશી'ના તથા 'શ્રીહર્ષ' અને 'ભાસ'નાં કેટલાંક નાટકોના ભાષાંતરકાર તરીકે તેમની સેવા બહુ ઉત્કૃષ્ટ પ્રતિની છે. ભાલણની 'કાદંબરી' પ્રગટ કરવામાં અને પદ્મનાભના 'કહાનડદે પ્રબંધ'નાં પ્રકાશનમાં કેશવલાલે જ સઘળો શ્રમ લીધેલો છે. અત્યંત માયાળુ, દોષરૂપ ગણાય તેટલી બધી નિરભિમાન વૃત્તિ, ઠંડો, નરમ, સદ્‌ભાવપૂર્ણ સ્વભાવ અને સાહિત્યના કામમાં અશ્રાંત ઉદ્યોગ વગેરે ગુણોથી કેશવલાલ બહુ માન્ય અને પ્રિય બની રહ્યા હતા.

### રમણભાઈ મહીપતરામ :

રમણભાઈ મહીપતરામની સાહિત્યસેવા વિવિધ પ્રકારની હોવા છતાં તે ખાસ તો હાસ્યરસના પ્રથમ લેખક તરીકે જ પંકાયા છે. 'ભદ્રંભદ્ર'માંનો કટાક્ષ અંતભાગમાં વ્યક્તિગત તથા જરા અતિ તીવ્ર થઈ ગયો છે; છતાં સમકાલીન સમાજના એક કટાક્ષ તરીકે તે પુસ્તક હમેશાં યાદગાર રહેશે. 'હાસ્યમંદિર', 'નવી ઈસપ નીતિ' વગેરેમાંના લેખોમાં તેમની વિકૃત પરિસ્થિતિમાંથી હાસ્ય ઉપજાવવાની કળા સારી પેઠે ખીલી નીકળી છે. તત્કાળોપયોગી ચર્ચા કરવામાં અને વ્યાખ્યાનો અને લેખો દ્વારા માહિતીપૂર્ણ સાહિત્ય રજૂ કરવામાં પણ રમણભાઈ સારો શ્રમ લેતા હતા. 'કુસુમમાળા'માંનું કાવ્યતત્ત્વ કેવું સુંદર અને ઉચ્ચ છે, એ બતાવી રમણભાઈએ સમકાલીન અભિપ્રાયને ઘડવામાં સારી મદદ કરી હતી. કાવ્યશાસ્ત્રની ચર્ચા ગુજરાતીમાં શરૂ કરનાર રમણભાઈ હતા. આ બધા ઉપરાંત તેમણે થોડી છૂટક કવિતાઓ તથા એક નાટક પણ લખ્યું છે. કવિતાઓ સીધા ઉદ્‌ગાર, સાદા વિચાર અને આછા કવિત્વથી સુવાચ્ય બની છે, અને નાટક તો ગુજરાતી સ્વતંત્ર નાટકોમાં બહુ ઊંચું સ્થાન ભોગવે છે. 'રાઈનો પર્વત' પાત્રવિકાસમાં, પ્રસંગોની કુશળતાભરી યોજનામાં, ભાષા અને

કવિ તરીકે ખૂબ યશ અને અમર નામ મળેલું હોવા છતાં, નરસિંહરાવે કવિ કરતાં વધારે યશસ્વી કાર્ય અવલોકન દ્વારા અને ભાષાશાસ્ત્રના અભ્યાસ દ્વારા કર્યું છે. નવલરામ પછી પુસ્તકોનાં અવલોકનમાં શાસ્ત્રીય દૃષ્ટિ અને સાહિત્યની સેવા બંને સિદ્ધ કરનાર નરસિંહરાવ જ છે. તેમના સ્વભાવમાં અમુક પ્રકારની ઉગ્રતા હતી, કડક સ્પષ્ટવક્તાપણું હતું, અત્યંત આત્મવિશ્વાસ હતો અને કાંઈક અહંતા પણ હતીઃ એટલે અવલોકનો સ્વચ્છ અને નિર્મળ રહી શકયાં નથી, પણ તેથી તેમની અવલોકનશક્તિની ઉચ્ચ કોટિ સ્વીકાર્યા વગર ચાલે નહિ. કેટલાક પ્રસંગસૂચિત નિબંધો પણ તેમણે લખ્યા છે. તેમના ગદ્ય લેખો ‘ મનોમુકુર ’ એવા નામથી ચાર ભાગમાં પ્રગટ પણ થયા છે.

અવલોકનકાર કરતાં પણ ભાષાશાસ્ત્રના અભ્યાસી તરીકેની નરસિંહરાવની શક્તિ અને નરસિંહરાવની સેવા ગુજરાતને બહુ ઉપકારક નીવડયાં છે. નવી કવિતાના તે જેમ પિતા છે, તેમ જ ભાષાશાસ્ત્રના અભ્યાસના પણ લગભગ પ્રથમ પંડિત જ છે. વ્રજલાલ કાળિદાસ શાસ્ત્રીએ થોડું સંગીન કામ કરેલું છે ખરું; પરંતુ નરસિંહરાવનાં વ્યાખ્યાનોથી ભાષાશાસ્ત્રના અભ્યાસને મળેલી પ્રેરણા બહુ વ્યાપક અને બહુ અસરકારક થશે એમ ચોક્કસ છે. તે વ્યાખ્યાનો અંગ્રેજીમાં અપાયાં હતાં. બે ગ્રંથોમાંના એકનું ભાષાંતર મુંબઈની ફારબસ સભાએ પ્રગટ કરી, ગુજરાતી વાચકોની સારી સેવા બજાવી છે.

**કેશવલાલ ધ્રુવ :**

ભાષાશાસ્ત્રના બીજા અભ્યાસી કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, મૂંગા અને શાંત કામ કરનારા હતા. જૂના સાહિત્યના પ્રકાશનમાં જે ધીરજ, ઉદ્યોગ, કુશળતા અને કળા જોઈએ, તે કેશવલાલમાં સારા પ્રમાણમાં અને ઊંચા પ્રકારનાં હતાં. સંસ્કૃતમાંથી ભાષાંતર કરવામાં પણ તેમણે અજબ શક્તિ બતાવી છે. ભાષાંતરકારમાં પણ કવિત્વ અને સર્જકબુદ્ધિ જરૂરનાં છે, એ તેમનાં ભાષાંતરો પરથી

આપણા જાણવામાં આવે છે. 'મુદ્રા રાક્ષસ,' 'ગીતગોવિંદ,' 'વિક્રમોર્વશી'ના તથા 'શ્રીહર્ષ' અને 'ભાસ'નાં કેટલાંક નાટકોના ભાષાંતરકાર તરીકે તેમની સેવા બહુ ઉત્કૃષ્ટ પ્રતિની છે. ભાલણની 'કાદંબરી' પ્રગટ કરવામાં અને પદ્મનાભના 'કહાનડદે પ્રબંધ'નાં પ્રકાશનમાં કેશવલાલે જ સઘળો શ્રમ લીધેલો છે. અત્યંત માયાળુ, દોષરૂપ ગણાય તેટલી બધી નિરભિમાન વૃત્તિ, ઠંડો, નરમ, સદ્ભાવપૂર્ણ સ્વભાવ અને સાહિત્યના કામમાં અશ્રાંત ઉદ્યોગ વગેરે ગુણોથી કેશવલાલ બહુ માન્ય અને પ્રિય બની રહ્યા હતા.

## રમણભાઈ મહીપતરામ :

રમણભાઈ મહીપતરામની સાહિત્યસેવા વિવિધ પ્રકારની હોવા છતાં તે ખાસ તો હાસ્યરસના પ્રથમ લેખક તરીકે જ પંકાયા છે. 'ભદ્રંભદ્ર'માંનો કટાક્ષ અંતભાગમાં વ્યક્તિગત તથા જરા અતિ તીવ્ર થઈ ગયો છે; છતાં સમકાલીન સમાજના એક કટાક્ષ તરીકે તે પુસ્તક હમેશાં યાદગાર રહેશે. 'હાસ્યમંદિર', 'નવી ઈસપ નીતિ' વગેરેમાંના લેખોમાં તેમની વિકૃત પરિસ્થિતિમાંથી હાસ્ય ઉપજાવવાની કળા સારી પેઠે ખીલી નીકળી છે. તત્કાળોપયોગી ચર્ચા કરવામાં અને વ્યાખ્યાનો અને લેખો દ્વારા માહિતીપૂર્ણ સાહિત્ય રજૂ કરવામાં પણ રમણભાઈ સારો શ્રમ લેતા હતા. 'કુસુમમાળા'માંનું કાવ્યતત્ત્વ કેવું સુંદર અને ઉચ્ચ છે, એ બતાવી રમણભાઈએ સમકાલીન અભિપ્રાયને ઘડવામાં સારી મદદ કરી હતી. કાવ્યશાસ્ત્રની ચર્ચા ગુજરાતીમાં શરૂ કરનાર રમણભાઈ હતા. આ બધા ઉપરાંત તેમણે થોડી છૂટક કવિતાઓ તથા એક નાટક પણ લખ્યું છે. કવિતાઓ સીધા ઉદ્ગાર, સાદા વિચાર અને આછા કવિત્વથી સુવાચ્ય બની છે, અને નાટક તો ગુજરાતી સ્વતંત્ર નાટકોમાં બહુ ઊંચું સ્થાન ભોગવે છે. 'રાઈનો પર્વત' પાત્રવિકાસમાં, પ્રસંગોની કુશળતાભરી યોજનામાં, ભાષા અને

વિચારની સૌંદર્યભરી સરળતામાં, કાવ્ય અને સંવાદમાં આવેલી સફળતાભરી ચારુતામાં અને એકંદરે નાટ્યસંયોજનમાં સચવાયેલી યોગ્યતામાં સારામાં સારું કળાવિધાન સાચવી શકેલ હોવાથી, ગુજરાતીમાં સારામાં સારાં પાંચ-સાત નાટકોમાંનું એક સફળ નાટક છે.

રમણભાઈની લોકસેવા એટલા મોટા ક્ષેત્રમાં પ્રસરેલી હતી, કે તે સાહિત્યસેવામાં આટલું કામ કરી શકયા, એ અચંબો પમાડે તેવી બીના છે. સ્વભાવે પરગજુ અને માયાળુ, તદ્દન સાદા અને સરળ હોવાથી, તેમનો સમય રોકનારા લોકોનો પાર જ નહોતો. અનેક બાજુથી ખૂબ ખેંચાખેંચ થતી હોવા છતાં રમણભાઈ ગંભીરતા અને શાંતિની સાથે સમયસૂચકતાથી અને સુવ્યવસ્થાથી લગભગ બધાને જ ઉપયોગી થતા, બધાને પોતાની સેવાનો લાભ આપતા.

તેમનાં સઘળાં લખાણોનો સંગ્રહ ગુજરાત વર્નાકયુલર સોસાયટીએ બહાર પાડ્યા છે, એટલે અભ્યાસીઓ માટે સારી અનુકૂળતા થઈ છે.

આ સમયમાં સાહિત્યની સેવા કરનારા બીજા નાના-મોટા અનેક કાર્યકરો થયા છે. વિધવિધ વિષયનાં પુસ્તકો પણ ઠીક લખાયાં છે. તે બધાંમાંથી અહીં તો માત્ર 'કાદંબરી'ની નોંધ જ બસ થશે. 'કાદંબરી' સંસ્કૃત સાહિત્યમાં સમાસપ્રચુર અને પ્રલંબિની શૈલીનું એક સારામાં સારું પુસ્તક છે. અન્ય ભાષામાં તેનો તરજુમો કરવો એ બહુ મુશ્કેલ છે. તેનું ગુજરાતીમાં ભાષાંતર કરવામાં છગનલાલ હરિલાલ પંડ્યાએ સારી સફળતા મેળવી છે. ભાષાંતર અત્યંત સુંદર થયું છે; એટલું જ નહિ, પણ તે ભાષાંતરથી ભાષાનું નવીન પ્રકારનું સ્વરૂપ પ્રગટ થયું છે. નર્મદ, દલપત અને નવલરામના ગદ્યનું જે સ્વરૂપ હતું, તેથી 'સરસ્વતીચંદ્ર' અને નરસિંહરાવના ગદ્યનું સ્વરૂપ સારી પેઠે બદલાઈ ગયું છે. ગદ્યવિકાસના આ ક્રમમાં 'કાદંબરી' ખૂબ મદદરૂપ થઈ છે. તે જ

પ્રકારની મદદ ભોળાનાથ સારાભાઈની 'ઈશ્વરપ્રાર્થનામાળા'એ પણ કરી હશે. ભાષાનો આ વિકાસ ધ્યાન ખેંચે તેવો છે.

યુનિવર્સિટીની પદવી લઈ, ઉચ્ચ જ્ઞાન મેળવી, તેનો પ્રચાર કરી ગુજરાતી સાહિત્યની સેવા કરનારા બીજા પણ થયા છે. હરિલાલ હર્ષદરાય ધ્રુવ (ઈ. સ. ૧૮૫૬–૧૮૯૬), આનંદશંકર બાપુભાઈ ધ્રુવ (ઈ. સ. ૧૮૬૯–૧૯૪૨), ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી (ઈ. સ. ૧૮૭૨–૧૯૨૬), નર્મદાશંકર દેવશંકર મહેતા (ઈ. સ. ૧૮૭૧–૧૯૩૫), કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી (જન્મ: ઈ. સ. ૧૮૬૮)–એ બધાએ વિદ્વત્તાથી અને સાહિત્યસેવાથી ગુજરાતને સારો લાભ આપ્યો છે. હરિલાલ ધ્રુવે કવિતા કરી છે, પણ કવિતા કરવા કરતાં પણ જુવાન કવિઓને ઉત્તેજન આપવાનું તેમનું કામ સાહિત્યસેવામાં વધારે ઉપયોગી થયેલું છે. 'ચંદ્ર' નામના માસિક દ્વારા નવીન કવિઓને ઉત્તેજન અને પ્રખ્યાતિ આપવાનું કામ તે બહુ ઉદાર ભાવથી કરતા અને તેથી નવા કવિઓને ઉત્પન્ન કરવામાં આડકતરી રીતે તેઓ સાધનરૂપ બન્યા હતા.

આનંદશંકરની પ્રખર અને અજોડ વિદ્વત્તા અને અથાક ઉદ્યોગને લીધે ગુજરાતી સાહિત્યને ખૂબ લાભ મળ્યો છે. 'વસંત' માસિક દ્વારા લેખો લખી, સામાયિક ચર્ચા અને ઉત્કૃષ્ટ સમીક્ષા કરી, અગાધ વાચનનો અને ઊંડી તત્ત્વગ્રાહી શક્તિનો ગુજરાતને ખૂબ લાભ આપ્યો છે. આપણાં દર્શનોનો સરળ પરિચય, શુદ્ધ સાહિત્યની પ્રતિભા અને પ્રભાવભરી સમાલોચના અને દેશીવિદેશી વિચારોની મુકાબલાભરી સુંદર માહિતી, ઉપરાંત અનેક તાત્ત્વિક અને સાહિત્યગૌરવભર્યાં લખાણથી 'આપણો ધર્મ' ગુજરાતી સાહિત્યમાં જમાનાઓ સુધી અદ્વિતીય ગ્રંથ ગણાયા કરશે. 'નીતિશિક્ષણ', 'ધર્મવર્ણન,' 'શ્રીભાષ્ય' વગેરે જુદાજુદા પ્રકારનાં અનેક પુસ્તકો અને લેખોથી તેમણે ગુજરાતી સાહિત્યની સારી સેવા બજાવી છે.

ઉત્તમલાલ ત્રિવેદીની વૃત્તિ ક્રમભાગ્યે બીજી દિશામાં આકર્ષાઈ,

## પ્રકરણ ૬ : નવી કવિતા

ગોવર્ધનરામ, મણિલાલ, રમણભાઈ—એ બધાએ કવિતાઓ લખી છે અને તે બધી જ યુગપરિવર્તનના રંગથી રંગાયેલી છે; છતાં નવા યુગની કવિતા પર અસર કરી શકે તેવું સત્ત્વ તેમની કવિતામાં નહોતું. ગુજરાતી કવિતાને નવો અવતાર આપનાર અને નવ ગુજરાતને નવીનતાથી આકર્ષનાર અને અસર કરનાર તો નરસિંહરાવની કવિતા જ હતી. તેમની કવિતા સંખ્યામાં થોડી હોવા છતાં, તેની છાપ અને તેની અસર નવા યુગમાં પુષ્કળ થયેલ છે. મણિશંકર રત્નજી ભટ્ટ, બળવંતરાય ઠાકોર, હરિલાલ હર્ષદરાય ધ્રુવ જેવાને પણ પ્રેરણા અને પ્રકાશ નરસિંહરાવ તરફથી મળેલાં હતાં; મણિલાલ નભુભાઈ કે મસ્ત કવિ બાલાશંકર ઉલ્લાસરામ જેવાને અસર થવા માટે તો અવકાશ નહોતો; પણ ૧૮૯૦–૧૮૯૫ માં અને તે પછી થયેલા કલાપી, બોટાદકર, ખબરદાર, લલિત—એ બધા પર મુખ્યત્વે નરસિંહરાવની અસર થયેલી દેખી શકાય છે. ગોવર્ધનરામ–મણિલાલની કાંઈક અસર કોઈકોઈમાં માલૂમ પડે છે, પણ સમગ્રરૂપે બોલતાં નવી કવિતાના સર્જક અને પ્રેરક તો નરસિંહરાવ જ હતા.

નરસિંહરાવથી મળેલો નવો અવતાર કાંઈ સદાસર્વદા તો ટકી રહે જ નહિ. સાહિત્ય માત્ર અને તેમાં કવિતા ખાસ યુગેયુગે દેહ બદલ્યા કરે છે. નરસિંહ–મીરાં વખતની કવિતા તે આપણી કવિતાનો જૂનામાં જૂનો અવતાર. તે પછી પ્રેમાનંદ, અખો, શામળ, પ્રીતમદાસ, દયારામ, નર્મદ, દલપત, નવલરામ—એ બધાએ કાવ્યદેહનાં સ્વરૂપાંતર કરવામાં ભાગ લીધો છે. આ બધા પછી સંહરાવે ગુજરાતી કવિતાને નવો અવતાર આપ્યો. નરસિંહરાવ

પછી પણ વધારે સુંદર, વધારે આકર્ષક, વધારે અલંકૃત અને વધારે હૃદયંગમ સ્વરૂપ ન્હાનાલાલ કવિએ આપ્યું.

## મણિશંકર રત્નજી ભટ્ટ :

નરસિંહરાવની પ્રથમ પ્રસાદી મળ્યા પછી, તેમના જ સમયમાં અને ન્હાનાલાલ કવિ તરીકે પ્રખ્યાતિ પામ્યા તે પહેલાં, ત્રણ–ચારેક સમર્થ લેખકોનો લાભ ગુજરાતને મળેલો છે. મણિશંકર રત્નજી ભટ્ટે (ઈ. સ. ૧૮૬૭–૧૯૨૩) લઘુ કાવ્યના નવીન પ્રતિના પ્રકારમાં કળાવિધાનનું ઊંચું કૌશલ્ય બતાવ્યું. કલ્પના અને ભાવનર્તનમાં ચમત્કારી અસર કરવાની નવી જ જાતની આવડત પ્રગટ કરી, મનોવિકારનાં કંપોત્કંપભર્યાં આંદોલનોના ઝણઝણાટની છાપ ઉપજાવવાની અને કવિત્વમય વાતાવરણ ફેલાવી દેવાની કળાપૂર્ણ હોશિયારી બતાવી; થોડી પણ એટલી સરસ કવિતાઓ આપી છે, કે ચાળીસ–પચાસ કવિતાના લેખક હોવા છતાં, ગુજરાતી સાહિત્યમાં તે અમરતા મેળવી ચૂક્યા છે. 'વસંતવિજય' અને 'ચક્રવાકમિથુન' ગુજરાતી કવિતામાં ઊંચો આનંદ આપતાં, છંદ, ભાષા, અલંકાર અને રચનાસૌંદર્યથી શોભતાં ઉત્તમ કાવ્યો છે.

## બળવંતરાય કલ્યાણરાય ઠાકોર :

તેવા જ બીજા લખનાર બળવંતરાય ઠાકોર (જન્મ ઈ. સ. ૧૮૬૯) પણ 'આરોહણ', 'ખેતી' અને કેટલાંક સુંદર સોનેટોના લખનારા પંડિત કવિ તરીકે સારો સત્કાર પામ્યા છે. બળવંતરાયમાં ભાવ અને કલ્પનામાં કોમળતા કે કમનીયતા કરતાં પાંડિત્ય અને બુદ્ધિવૈભવ વધારે છે; એટલે તેમની કવિતા, કેટલીક અત્યંત સુંદર હોવા છતાં, એકંદરે બહુ લોકપ્રિયતા પામી શકતી નથી. વિદ્વત્પ્રિય તો તે અવશ્ય છે. તેમણે અપનાવેલો પૃથ્વી છંદ અનુયાયી જુવાન કાવ્યલેખકોમાં સારો સ્વીકાર પામ્યો છે. નવા પ્રયોગો કરવાની ભવિષ્યદૃષ્ટિ બળવંતરાયની કીર્તિમાં વધારો કરનારી બાબત છે.

**કલાપી :**

ગુજરાતને કાવ્યપ્રેમી અને કાવ્યપ્રશંસક બનાવનાર કલાપીએ (ઈ. સ. ૧૮૭૪ થી ૧૯૦૦), નરસિંહરાવ અને ન્હાનાલાલ–એ બેની વચ્ચેના ગાળામાં કવિ તરીકે સારો યશ મેળવ્યો છે. હરિલાલ હર્ષદરાય ધ્રુવે થોડી કવિતાઓ કરી છે, પણ તે તો ભુલાઈ જતી લાગે છે. વેચાતી ન મળે અને વાચન માટે સુલભ ન હોય, તો તેવી કવિતાઓ સહેજે વિસરાઈ જાય. 'કુંજવિહાર' નામથી બહાર પડેલા તેમના કાવ્યસંગ્રહમાં દેશોન્નતિ માટેની, દશાવતારની અને કેટલીક વર્ણનાત્મક કવિતા અભ્યાસ કરવા લાયક છે. યુરોપના પ્રવાસ પછી લખેલી 'યુરોપપ્રવાસપુષ્પાંજલિ' પણ કાવ્યભંડારમાં ગણનાયોગ્ય છે; છતાં તે બધી હમણાં વિસારે પડી છે. કવિતાઓ વિસરાય તો ભલે, પણ હરિલાલે નવા ઊછરતા કવિઓને ઉત્તેજન અને પ્રકાશન આપવાનું જે કામ કર્યું હતું, તે તો ભુલાવું ન જોઇએ. 'ચંદ્ર' નામના માસિક દ્વારા કલાપી, બોટાદકર, લલિત, જટિલ, ત્રિભુવન પ્રેમશંકર અને બીજા ઘણાઘણા લેખકોને ઉત્તેજન મળ્યું હતું. કલાપીને 'કેકારવ' બહાર પડયા પહેલાં, કવિ તરીકે જાણીતા કરવામાં 'ચંદ્ર'નો હિસ્સો ઘણો મોટો હતો. કલાપીએ યુનિવર્સિટીનું શિક્ષણ લીધેલું નહોતું, પણ તેનું અંગ્રેજી વાચન અને જ્ઞાન વિશાળ હતું; કાવ્યસાહિત્ય સાથે પરિચય સારો હતો. મણિલાલ નભુભાઈ, હરિલાલ હર્ષદરાય ધ્રુવ અને મણિશંકર રત્નજી ભટ્ટ–એ ત્રણની કલાપી ઉપર સારી અસર હતી. કલાપીનું હૃદય બહુ લાગણીવાળું હતું, સ્વભાવ બીજાની ચિંતા કરનારો હતો, વિરલ પ્રતિના અનુભવો થાય તેવું જીવન હતું; ઉગ્રતા અને નરમાશના વિચિત્ર સંમિશ્રણવાળી પ્રકૃતિ હતી; ભાવમાં જેવી કોમળતા હતી, તેવી જ ભાષામાં પણ તે લાવી શકયા હતા. તેઓ નિત્યજીવનની નાનીનાની અનેક બાબતોને કવિતામાં એવી સફળતાથી ઉતારી શકયા છે, કે વાચક એકદમ જ મુગ્ધ થઈ જાય. ભાષાના માધુર્ય સાથે છંદના પ્રવાહી સૌંદર્યનો સરસ સુમેળ

કરી શકતા, એટલે તેમનાં કાવ્યો વાચકોની જીભ પર અને સ્મૃતિ પર એકદમ વસી જતાં. સામાન્ય વાચકને તેમનાં કાવ્યો ગમી જતાં; એટલું જ નહિ, પણ સાહિત્યના રસિક જાણકાર અને વિદ્વાન પંડિતોને પણ તે રુચિકર બનતાં. 'કન્યા અને ક્રૌંચ,' 'વીણાનો મૃગ,' 'મહાત્મા મૂળદાસ,' 'આપની યાદી,' 'તુળસી' વગેરે સંખ્યાબંધ કાવ્યોવાળો 'કેકારવ' ગુજરાતી સાહિત્યમાં હંમેશાં મધુરા ટહુકા પૂર્યા કરશે, એ નિર્વિવાદ છે. ('તુળસી' કાવ્યનું નામ કેકારવમાં 'બિલ્વમંગળ' રાખવામાં આવ્યું છે અને તે ફેરફારને લીધે કાવ્યમાંની કેટલીક લીટીઓ પણ બદલવી પડી છે. તે કાવ્ય કલાપીએ પોતે 'તુળસી' નામથી જ છપાવ્યું હતું—નામફેર અને આનુષંગિક શબ્દફેર કરવાથી કાવ્યનો અસલ ભાવ અને શ્રદ્ધાપૂરનું અસલ જોમ ઘટી જાય છે; એટલું જ નહિ, પણ કલાપીના કલાપીત્વનો પણ હ્રાસ થતો જણાય છે. આ નામફેર અને પાઠફેર કોણે અને શા માટે કર્યાં હશે, એ પ્રશ્ન હજી સુધી કોઈએ ઉપાડ્યો નથી. 'કાવ્યમાધુર્ય'માં તે કાવ્ય અસલ સ્વરૂપમાં જ છપાયું છે, એ વાચકની જાણ માટે નોંધવું જરૂરનું છે.)

**ન્હાનાલાલ:** (૧૮૭૭–૧૯૪૬)

નરસિંહરાવે ગુજરાતી કવિતાને નવું સ્વરૂપ, નવો દેહ આપ્યાં. કલાપીએ મધુરા ઝંકાર કરતા પ્રવાહી છંદોમાં, લાગણીના મૃદુતાભર્યાં કંપોત્કંપના અને હર્ષ-શોકના પ્રસંગોનાં ભાવભર્યાં વર્ણન કરી કવિતાને લોકપ્રિય બનાવી. ત્યારપછીના આપણા નવા કવિ ન્હાનાલાલે (જન્મ: ઈ. સ. ૧૮૭૭; અવસાન: ઈ. સ. ૧૯૪૬) ગુજરાતી કવિતાના સમગ્ર સ્વરૂપને મનોહર બનાવી દીધું. તેમણે સમજાવ્યું કે કવિતા એટલે કલ્પના; કવિતાની ભાષા એટલે સામાન્ય ભાષાથી જુદી પડતી ભાષા—અર્થઘન, પ્રકાશપૂર્ણ, માધુર્ય અને પ્રસાદથી ભરેલી; શબ્દભંડારની સમૃદ્ધિ દાખવતી કવિતા લખવી, એટલે એક કાવ્ય આજે અને બીજું બીજે વરસે લખીએ તો ય ચાલે, એવું ગુજરાતી કવિલેખકો આસાનીથી સ્વીકારી લેતા.

કલાપી સિવાય બીજા લેખકોમાં મંદતા સારી પેઠે માલૂમ પડે છે —પછી તે અવકાશને અભાવે હોય, ઊભરાને અભાવે હોય કે પ્રસંગો અને કારણોને અભાવે હોય. આ બધાથી ન્હાનાલાલનો લેખપ્રવાહ વધારે વિપુલ અને વધારે વેગવાળો છે.

પ્રેમ અને લગ્નના ઊંચા આદર્શ ન્હાનાલાલની કવિતાનો જાણે પ્રધાન સૂર છે. ' પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવાં ' એમ લખનારો કવિ, ' મન માને તે વર અને બીજા તે પર ' એવું સમજાવવામાં પણ શિથિલ નથી; લગ્ન એ કરાર નથી; લગ્ન એ ખાલી સંસ્કાર પણ નથી; દિવ્ય પ્રેરણાથી આકર્ષાતાં હૃદયોનું સમર્પણ એ લગ્ન છે. લગ્નની આ ઉન્નત અને પવિત્ર ભાવના કવિતા દ્વારા ગુજરાતમાં લોકપરિચિત કરાવનાર ન્હાનાલાલને કોઈએ પ્રેમના પેગમ્બર કહ્યા છે, એ વાજબી જ છે.

ન્હાનાલાલની કવિતામાં પ્રસાદ છે, પ્રકાશ છે, પ્રતિભા અને પ્રતાપ છે; છતાં તેમાં એક જાતની એકતાનતા—એકરૂપતા—પણ છે. વિષયોનું વૈવિધ્ય પુષ્કળ હોવા છતાં, લેખનઘાટીમાં એવું ન્હાનાલાલત્વ વસી રહ્યું છે, કે તે વાચકને રોચક અને આકર્ષક લાગે, છતાં એકતાનતા પણ જણાઈ જ આવે. ગામડાંના લોકોની વાત હોય કે અકબરશાહ—નૂરજહાંની વાત હોય, યોગી બોલતો હોય કે પારધી બોલતો હોય, સંઘમિત્રા હોય કે મહાભારત હોય; વિવિધ પ્રતિના વિષયો હોવા છતાં લેખનઘાટી બધી જ એકરૂપિણી છે. ન્હાનાલાલે છંદમાં ખૂબ સ્વતંત્રતા લઈ, સરવાળા—બાદબાકી દાખલ કર્યાં છે, એ તો સમજી, નિભાવી શકાય તેવું છે—કોઈ-કોઈ ફેરફાર તો અનુકૂળ જ નહિ, પણ મોહક છે, એટલે તે અનુકરણીય બન્યા છે; પણ તેમની ડોલનશૈલી કોઈ સમજી, સ્વીકારી, અપનાવી શક્યું નથી. ન્હાનાલાલને પોતાને હાથે તો તે સફળતા મેળવી શકી છે; પણ તેમાં કોઈ નિયમ કે માપ નહિ હોઈ, બીજા લેખકો તેને ઉપયોગમાં લઈ શકતા નથી. મણિશંકર રત્નજી ભટ્ટ જેવાએ પણ પ્રયોગ કરી જોયો હતો, પણ તેઓ ફાવ્યા નહોતા. ન્હાનાલાલના

લખાણમાં જે નૈસર્ગિક સત્ત્વ અને સ્વાભાવિક ડોલન આવી રહે છે, તે બીજા કોઈને સિદ્ધ થઈ શક્યું નથી. ડોલનશૈલી ન્હાનાલાલના એકલાની વિશિષ્ટતા રહી છે.

અલંકારની પુરાણી શાસ્ત્રોક્ત પ્રણાલિકામાં નવી રીતો ન્હાનાલાલે દાખલ કરી છે. તેમની કલ્પના અલંકારપરંપરાનાં મોજાં એવાં ઉપરાઉપરી અને એવા વેગથી ઉત્પન્ન કર્યાં કરે છે, કે એકને શબ્દમય બનાવે, ત્યાં બીજો, ત્રીજો—એમ અલંકાર ધસારાપૂર્વક બહાર નીકળવા ઉછાળા મારી રહે છે. કેટલીક વાર તો આ ધમાલને પરિણામે એકબીજાનું વિસ્મરણ કે સંમિશ્રણ અજબ ગોટાળો ઉત્પન્ન કરે છે. કવિત્વની ઊંચી બક્ષિસ પામેલા કોઈ-કોઈ ઉત્તમ કવિમાં માલૂમ પડતી આવી અસ્પષ્ટતા ઘણી વાર આહ્લાદક બને છે—પૂરેપૂરી રીતે સમજાય નહિ અને સમજાવી શકાય પણ નહિ; છતાં વાંચનારને વાચનમાં જ આનંદનો અનુભવ થયા કરે છે.

ન્હાનાલાલની કાવ્યસૃષ્ટિની નવીનતા દરેકે દરેક કૃતિમાં એક કે બીજે રૂપે દૃષ્ટિગોચર થયા જ કરે છે. 'વસન્તોત્સવ' અને 'જયા-જયન્ત,' 'ઇન્દુકુમાર' અને 'મહાભારત,' 'નૂરજહાં' અને 'અકબરશાહ,' 'વિશ્વગીતા' અને 'સારથિ' તથા 'કેટલાંક કાવ્યો'માંનાં કેટલાંક કાવ્યો ગુજરાતી કાવ્યદેહને નવીન અવતાર આપી ખૂબ સુંદર, આકર્ષક અને મનોરંજક બનાવનાર ન્હાનાલાલે સાહિત્યના સર્જનમાં વિશિષ્ટ નામના મેળવી છે.

અનેક વિશિષ્ટતાઓમાં તેમનાં ગીતો એક ઓર વધારો કરે છે. હૃદયને આર્દ્ર બનાવી, ભાવોનો ઉલ્લાસમય થનગનાટ જગાવી, મગજને સુપ્રસન્ન કરી, ન્હાનાલાલનાં ગીતો શબ્દમાધુર્ય, લયમાધુર્ય અને તાલમાધુર્યથી ઊંચા આનંદનો અનુભવ આપે છે. ગીતોમાં અપ્રયત્ન કળાવિધાન એવું સ્વાભાવિક રીતે જ આવી રહે છે, કે સાંભળતાંવેંત જ અંતરમાં વસી જઈ, તે પરમ સાહિત્યાનંદનો વરસાદ અનંત ધારાથી વર્ષાવ્યા કરે છે. નરસિંહનાં પ્રભાતિયાં,

કલાપી સિવાય બીજા લેખકોમાં મંદતા સારી પેઠે માલૂમ પડે છે —પછી તે અવકાશને અભાવે હોય, ઊભરાને અભાવે હોય કે પ્રસંગો અને કારણોને અભાવે હોય. આ બધાથી ન્હાનાલાલનો લેખપ્રવાહ વધારે વિપુલ અને વધારે વેગવાળો છે.

પ્રેમ અને લગ્નના ઊંચા આદર્શ ન્હાનાલાલની કવિતાનો જાણે પ્રધાન સૂર છે. 'પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવાં' એમ લખનારો કવિ, 'મન માને તે વર અને બીજા તે પર' એવું સમજાવવામાં પણ શિથિલ નથી; લગ્ન એ કરાર નથી; લગ્ન એ ખાલી સંસ્કાર પણ નથી; દિવ્ય પ્રેરણાથી આકર્ષાતાં હૃદયોનું સમર્પણ એ લગ્ન છે. લગ્નની આ ઉન્નત અને પવિત્ર ભાવના કવિતા દ્વારા ગુજરાતમાં લોકપરિચિત કરાવનાર ન્હાનાલાલને કોઈએ પ્રેમના પેગમ્બર કહ્યા છે, એ વાજબી જ છે.

ન્હાનાલાલની કવિતામાં પ્રસાદ છે, પ્રકાશ છે, પ્રતિભા અને પ્રતાપ છે; છતાં તેમાં એક જાતની એકતાનતા—એકરૂપતા—પણ છે. વિષયોનું વૈવિધ્ય પુષ્કળ હોવા છતાં, લેખનધાટીમાં એવું ન્હાનાલાલત્વ વસી રહ્યું છે, કે તે વાચકને રોચક અને આકર્ષક લાગે, છતાં એકતાનતા પણ જણાઈ જ આવે. ગામડાંના લોકોની વાત હોય કે અકબરશાહ—નૂરજહાંની વાત હોય, યોગી બોલતો હોય કે પારધી બોલતો હોય, સંઘમિત્રા હોય કે મહાભારત હોય; વિવિધ પ્રતિના વિષયો હોવા છતાં લેખનધાટી બધી જ એકરૂપિણી છે. ન્હાનાલાલે છંદમાં ખૂબ સ્વતંત્રતા લઈ, સરવાળા—બાદબાકી દાખલ કર્યાં છે, એ તો સમજી, નિભાવી શકાય તેવું છે—કોઈ-કોઈ ફેરફાર તો અનુકૂળ જ નહિ, પણ મોહક છે, એટલે તે અનુકરણીય બન્યા છે; પણ તેમની ડોલનશૈલી કોઈ સમજી, સ્વીકારી, અપનાવી શક્યું નથી. ન્હાનાલાલને પોતાને હાથે તો તે સફળતા મેળવી શકી છે; પણ તેમાં કોઈ નિયમ કે માપ નહિ હોઈ, બીજા લેખકો તેને ઉપયોગમાં લઈ શકતા નથી. મણિશંકર રત્નજી ભટ્ટ જેવાએ પણ પ્રયોગ કરી જોયો હતો, પણ તેઓ ફાવ્યા નહોતા. ન્હાનાલાલના

લખાણમાં જે નૈસર્ગિક સત્ત્વ અને સ્વાભાવિક ડોલન આવી રહે છે, તે બીજા કોઈને સિદ્ધ થઈ શક્યું નથી. ડોલનશૈલી ન્હાનાલાલના એકલાની વિશિષ્ટતા રહી છે.

અલંકારની પુરાણી શાસ્ત્રોક્ત પ્રણાલિકામાં નવી રીતો ન્હાનાલાલે દાખલ કરી છે. તેમની કલ્પના અલંકારપરંપરાનાં મોજાં એવાં ઉપરાઉપરી અને એવા વેગથી ઉત્પન્ન કર્યાં કરે છે, કે એકને શબ્દમય બનાવે, ત્યાં બીજો, ત્રીજો—એમ અલંકાર ધસારાપૂર્વક બહાર નીકળવા ઉછાળા મારી રહે છે. કેટલીક વાર તો આ ધમાલને પરિણામે એકબીજાનું વિસ્મરણ કે સંમિશ્રણ અજબ ગોટાળો ઉત્પન્ન કરે છે. કવિત્વની ઊંચી બક્ષિસ પામેલા કોઈ-કોઈ ઉત્તમ કવિમાં માલૂમ પડતી આવી અસ્પષ્ટતા ઘણી વાર આહ્‌લાદક બને છે—પૂરેપૂરી રીતે સમજાય નહિ અને સમજાવી શકાય પણ નહિ; છતાં વાંચનારને વાચનમાં જ આનંદનો અનુભવ થયા કરે છે.

ન્હાનાલાલની કાવ્યસૃષ્ટિની નવીનતા હરેકે હરેક કૃતિમાં એક કે બીજે રૂપે દૃષ્ટિગોચર થયા જ કરે છે. 'વસન્તોત્સવ' અને 'જયા-જયન્ત,' 'ઈન્દુકુમાર' અને 'મહાભારત,' 'નૂરજહાં' અને 'અકબરશાહ,' 'વિશ્વગીતા' અને 'સારથિ' તથા 'કેટલાંક કાવ્યો'માંનાં કેટલાંક કાવ્યો ગુજરાતી કાવ્યદેહને નવીન અવતાર આપી ખૂબ સુંદર, આકર્ષક અને મનોરંજક બનાવનાર ન્હાનાલાલે સાહિત્યના સર્જનમાં વિશિષ્ટ નામના મેળવી છે.

અનેક વિશિષ્ટતાઓમાં તેમનાં ગીતો એક ઓર વધારો કરે છે. હૃદયને આર્દ્ર બનાવી, ભાવોનો ઉલ્લાસમય થનગનાટ જગાવી, મગજને સુપ્રસન્ન કરી, ન્હાનાલાલનાં ગીતો શબ્દમાધુર્ય, લયમાધુર્ય અને તાલમાધુર્યથી ઊંચા આનંદનો અનુભવ આપે છે. ગીતોમાં અપ્રયત્ન કળાવિધાન એવું સ્વાભાવિક રીતે જ આવી રહે છે, કે સાંભળતાંવેંત જ અંતરમાં વસી જઈ, તે પરમ સાહિત્યાનંદનો વરસાદ અનંત ધારાથી વર્ષાવ્યા કરે છે. નરસિંહનાં પ્રભાતિયાં,

કલાપી સિવાય બીજા લેખકોમાં મંદતા સારી પેઠે માલૂમ પડે છે —પછી તે અવકાશને અભાવે હોય, ઊભરાને અભાવે હોય કે પ્રસંગો અને કારણોને અભાવે હોય. આ બધાથી ન્હાનાલાલનો લેખપ્રવાહ વધારે વિપુલ અને વધારે વેગવાળો છે.

પ્રેમ અને લગ્નના ઊંચા આદર્શ ન્હાનાલાલની કવિતાનો જાણે પ્રધાન સૂર છે. 'પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવાં' એમ લખનારો કવિ, 'મન માને તે વર અને બીજા તે પર' એવું સમજાવવામાં પણ શિથિલ નથી; લગ્ન એ કરાર નથી; લગ્ન એ ખાલી સંસ્કાર પણ નથી; દિવ્ય પ્રેરણાથી આકર્ષાતાં હૃદયોનું સમર્પણ એ લગ્ન છે. લગ્નની આ ઉન્નત અને પવિત્ર ભાવના કવિતા દ્વારા ગુજરાતમાં લોકપરિચિત કરાવનાર ન્હાનાલાલને કોઈએ પ્રેમના પેગમ્બર કહ્યા છે, એ વાજબી જ છે.

ન્હાનાલાલની કવિતામાં પ્રસાદ છે, પ્રકાશ છે, પ્રતિભા અને પ્રતાપ છે; છતાં તેમાં એક જાતની એકતાનતા—એકરૂપતા—પણ છે. વિષયોનું વૈવિધ્ય પુષ્કળ હોવા છતાં, લેખનધાટીમાં એવું ન્હાનાલાલત્વ વસી રહ્યું છે, કે તે વાચકને રોચક અને આકર્ષક લાગે, છતાં એકતાનતા પણ જણાઈ જ આવે. ગામડાંના લોકોની વાત હોય કે અકબરશાહ—નૂરજહાંની વાત હોય, યોગી બોલતો હોય કે પારધી બોલતો હોય, સંઘમિત્રા હોય કે મહાભારત હોય; વિવિધ પ્રતિના વિષયો હોવા છતાં લેખનધાટી બધી જ એકરૂપિણી છે. ન્હાનાલાલે છંદમાં ખૂબ સ્વતંત્રતા લઈ, સરવાળા—બાદબાકી દાખલ કર્યાં છે, એ તો સમજી, નિભાવી શકાય તેવું છે—કોઈ-કોઈ ફેરફાર તો અનુકૂળ જ નહિ, પણ મોહક છે, એટલે તે અનુકરણીય બન્યા છે; પણ તેમની ડોલનશૈલી કોઈ સમજી, સ્વીકારી, અપનાવી શક્યું નથી. ન્હાનાલાલને પોતાને હાથે તો તે સફળતા મેળવી શકી છે; પણ તેમાં કોઈ નિયમ કે માપ નહિ હોઈ, બીજા લેખકો તેને ઉપયોગમાં લઈ શકતા નથી. મણિશંકર રત્નજી ભટ્ટ જેવાએ પણ પ્રયોગ કરી જોયો હતો, પણ તેઓ ફાવ્યા નહોતા. ન્હાનાલાલના

લખાણમાં જે નૈસર્ગિક સત્ત્વ અને સ્વાભાવિક ડોલન આવી રહે છે, તે બીજા કોઈને સિદ્ધ થઈ શક્યું નથી. ડોલનશૈલી ન્હાનાલાલના એકલાની વિશિષ્ટતા રહી છે.

અલંકારની પુરાણી શાસ્ત્રોક્ત પ્રણાલિકામાં નવી રીતો ન્હાનાલાલે દાખલ કરી છે. તેમની કલ્પના અલંકારપરંપરાનાં મોજાં એવાં ઉપરાઉપરી અને એવા વેગથી ઉત્પન્ન કર્યા કરે છે, કે એકને શબ્દમય બનાવે, ત્યાં બીજો, ત્રીજો–એમ અલંકાર ધસારાપૂર્વક બહાર નીકળવા ઉછાળા મારી રહે છે. કેટલીક વાર તો આ ધમાલને પરિણામે એકબીજાનું વિસ્મરણ કે સંમિશ્રણ અજબ ગોટાળો ઉત્પન્ન કરે છે. કવિત્વની ઊંચી બક્ષિસ પામેલા કોઈ-કોઈ ઉત્તમ કવિમાં માલૂમ પડતી આવી અસ્પષ્ટતા ઘણી વાર આહ્લાદક બને છે–પૂરેપૂરી રીતે સમજાય નહિ અને સમજાવી શકાય પણ નહિ; છતાં વાંચનારને વાચનમાં જ આનંદનો અનુભવ થયા કરે છે.

ન્હાનાલાલની કાવ્યસૃષ્ટિની નવીનતા દરેકે દરેક કૃતિમાં એક કે બીજે રૂપે દૃષ્ટિગોચર થયા જ કરે છે. 'વસન્તોત્સવ' અને 'જયા-જયન્ત,' 'ઇન્દુકુમાર' અને 'મહાભારત,' 'નૂરજહાં' અને 'અકબર-શાહ,' 'વિશ્વગીતા' અને 'સારથિ' તથા 'કેટલાંક કાવ્યો'માંનાં કેટલાંક કાવ્યો ગુજરાતી કાવ્યદેહને નવીન અવતાર આપી ખૂબ સુંદર, આકર્ષક અને મનોરંજક બનાવનાર ન્હાનાલાલે સાહિત્યના સર્જનમાં વિશિષ્ટ નામના મેળવી છે.

અનેક વિશિષ્ટતાઓમાં તેમનાં ગીતો એક ઓર વધારો કરે છે. હૃદયને આર્દ્ર બનાવી, ભાવોનો ઉલ્લાસમય થનગનાટ જગાવી, મગજને સુપ્રસન્ન કરી, ન્હાનાલાલનાં ગીતો શબ્દમાધુર્ય, લયમાધુર્ય અને તાલમાધુર્યથી ઊંચા આનંદનો અનુભવ આપે છે. ગીતોમાં અપ્રયત્ન કળાવિધાન એવું સ્વાભાવિક રીતે જ આવી રહે છે, કે સાંભળતાંવેંત જ અંતરમાં વસી જઈ, તે પરમ સાહિત્યાનંદનો વરસાદ અનંત ધારાથી વર્ષાવ્યા કરે છે. નરસિંહનાં પ્રભાતિયાં,

મીરાંનાં ભજનો અને દયારામની ગરબીની પેઠે ન્હાનાલાલનાં ગીતો પણ અજબ નૈસર્ગિક શક્તિની અનુપમ કૃતિઓ છે.

**ખબરદાર :**

ન્હાનાલાલના સમકાલીન કવિ–લેખકોમાં ખબરદાર (જન્મ ઈ. સ. ૧૮૮૨) ખૂબ માન અને પ્રતિષ્ઠા પામ્યા છે. તેમનો કાવ્ય-પ્રવાહ અખૂટ ઝરણાની પેઠે અસ્ખલિત વહ્યા જ કર્યો છે. ખબરદાર-ની સર્જકશક્તિ વાતાવરણને બહુ સફળ રીતે અને ત્વરાથી ઝીલી શકે છે, એટલે ખબરદારની સાહિત્યકૃતિનાં રૂપરંગ વાતાવરણ પ્રમાણે પલટાતાં રહ્યાં છે. તેઓ દલપતરામની અસરથી રંગાયેલા હતા, ત્યારે 'કાવ્યરસિકા,' નરસિંહરાવની અસરથી અંકિત થવા લાગ્યા, ત્યારે 'વિલાસિકા,' દેશમાં સ્વરાજ્ય અને રાષ્ટ્રીયતાના ખ્યાલો પ્રસરી રહ્યા, ત્યારે 'ભારતનો ટંકાર,' રાસનો જમાનો આવ્યો, ત્યારે 'રાસચંદ્રિકા'–આમ સમયસમયના વાતાવરણને ઝીલી, તેના રંગથી રંગાઈ, સાહિત્યસર્જન કરવા તે હંમેશાં ઉદ્યુક્ત રહ્યા છે. સાહિત્યની સૃષ્ટિમાં જે કાંઈ 'ગુણગૌરવવંતુ' દૃષ્ટિગોચર થાય, તેનાથી મુગ્ધ થઈ તેના ગુણોને અપનાવી, ને ગુણોને પોતાની કૃતિ-માં વણી દેવાની કુશળતા ખબરદારની કૃતિને નવનવીન અને મનો-રંજક બનાવે છે; પરંતુ તે મનોહરતા કેટલો વખત રસદાયી રહેશે, એ તો ભવિષ્ય જ કહી શકે. ખબરદારમાં સામાન્ય સત્ત્વ પુષ્કળ પ્રમાણમાં હોવા છતાં, બુદ્ધિ અને કલ્પના, કવિત્વ અને આદર્શ, રસની સમજ અને ભાવના, ઊમળકા વગેરે સાધારણ પ્રતિનાં જ છે; એટલે તેમની બધી કૃતિઓ સાહિત્યનિધિનાં અમૂલ્ય રત્ન તરીકે ભાગ્યે જ ગણાશે. 'ગુણવંતી ગુજરાત' જેવાં થોડાં કાવ્યો અમર કીર્તિ અવશ્ય ભોગવશે. અલબત્ત, યુગવિજયી તો તેમની બધી જ કૃતિઓ હતી. 'સંદેશિકા,' 'ભારતનો ટંકાર' જેવી કૃતિઓ અવશ્ય લાંબો વખત ટકશે; 'દર્શનિકા'ના વખાણનારા હાલ છે તેટલા [illegible] કેમ, એ શંકા જેવું છે; સમકાલીન કીર્તિ પ્રાપ્ત કરવામાં [illegible]ર ઘણા જ ભાગ્યશાળી છે.

## બોટાદકર:

બોટાદકર અને લલિત, એ બે બીજા કાવ્યલેખકો ખબરદાર કે ન્હાનાલાલ જેટલા વિપુલ પ્રવાહી ન હોવા છતાં, તે બંનેએ ગુજરાતી સાહિત્યમાં સારો ફાળો આપ્યો છે. બોટાદકર (ઈ. સ. ૧૮૭૦–૧૯૨૪) અને લલિત (જન્મ ઈ. સ. ૧૮૭૭)–બંને ગૃહજીવનના કવિ છે. બોટાદકરે દાંપત્યપ્રેમ અને હિંદુ સંસારનાં ઘરોમાં આદર્શરૂપ મનાયેલી સંપ અને સુખવર્ષી સ્થિતિનો સરસ ચિતાર આપ્યો છે. કુટુંબીજનના પરસ્પર સ્નેહભાવ કેવા સુખદ હોય છે અને સ્વજનના સહવાસથી સંસાર કેવો સુખમય બને છે, એ વિષેનાં કેટલાંક સુંદર કાવ્યો અને વિશેષે કરીને રાસો લખી, બોટાદકરે ગૃહજીવનની ઊજળી બાજુ બતાવી, હિંદુ સંસારના સુંદર આદર્શોને કાવ્યમય બનાવ્યા છે. બોટાદકર સંસ્કૃતના સારા પંડિત હતા અને તેથી કેટલીક વાર સંસ્કૃત શબ્દોનો વધારે પડતો ઉપયોગ કરી બેસે છે. કોઈક વાર તો આખી લીટી એક જ સમાસની બનેલી હોય છે. આવું છતાં તેમની ભાષા સૌથી સમજાય તેવી તથા વિચારો સર્વગમ્ય હોવાથી તેમનાં કાવ્યો એકદમ કંઠે રહી જાય છે. ભાવ અને પ્રસંગો સહુના અનુભવમાં એકદમ આવી જાય તેવા હોવાથી વાચકો સંપૂર્ણ આસ્વાદ લઈ શકે છે અને કોઈ વાર તદ્દન અજાણ્યો સંસ્કૃત શબ્દ આવી જાય છે, તોપણ વાચક તેને વિનાસંકોચે નિભાવી લે છે.

## 'લલિત'—જન્મશંકર મહાશંકર બુચ:

જીવનની શરૂઆતમાં દુઃખ અને પ્રતિકૂળ સંજોગોમાંથી પસાર થવું પડ્યું હતું, એટલે તેમની કવિતા લખવાની શરૂઆત વિષાદ, ગ્લાનિ, અસંતોષ અને વિરાગી વૃત્તિથી થઈ હતી; પરંતુ હળવે-હળવે વિષાદનાં વાદળાં દૂર થતાં ગયાં અને જીવનના આનંદનો અનુભવ થવા લાગ્યો, તેમતેમ કાવ્યકૃતિમાં પણ ફેર પડતો ગયો, અને સ્નેહી અને સ્વજનના સહવાસનો આનંદ તથા કુટુંબજીવનના

લહાવા માટેના આદર્શ કવિતામાં લખાવા લાગ્યા. સ્ત્રીઓના ત્યાગભર્યા જીવનની પુરુષો પર કેવી અસર થાય છે, સ્ત્રીઓનો ગહવાસ પુરુષોના જીવનને કેટલો ઉત્સાહપ્રેરક અને શાંતિદાયી થાય છે, સ્ત્રીઓ પ્રેમ અને સ્વાર્પણના કેવા સ્વર્ગીય આદર્શોને સેવનારી હોય છે–એ વિશે લખતાં લલિત હળવેહળવે, પણ મક્કમપણે, નારીપૂજા તરફ વલણ લે છે અને 'માતૃજ્યોતની જ્વલંત જ્વાલા,' 'નારી તું નારાયણી', 'સજાત જોડાં જાતભોગથી'–જેવી ઊંચી ભાવના ગુજરાત પાસે શ્રવણમધુર અને ભાવમધુર ગીતો દ્વારા રજૂ કરે છે. તેમનું લખેલું 'જન્મભૂમિનું જયમંગળ' તત્ત્વજ્ઞાનની અસરથી એકાદ કડીમાં જરાક ડહોળાઈ ગયેલું છે; છતાં સંભવ છે, કે કોઈવાર 'વંદેમાતરમ્'ની પેઠે પુનરુદ્ધાર અને પ્રતિષ્ઠા પામે—તેમાંનો એક વિચાર—'જાતને સ્વદેશ કાજ કાં ન હોમીએ', એ એક વખત ગુજરાતમાં ઠેકઠેકાણે ગવાઈ રહ્યો હતો.

આ બધા ૧૮૮૫થી ૧૯૩૦–૩૫ સુધીના આપણા સમર્થ કવિઓ. રામમોહનરાય જશવંતરાય દેસાઈ (જન્મ ઈ. સ. ૧૮૭૩) ઉર્ફે 'સુમંત' વીશ–પચ્ચીશ જ કાવ્યોના લેખક હોવા છતાં આ જમાનામાં સમર્થ લેખક તરીકે ગણાતા આવ્યા છે; તેમનો કાવ્યસંગ્રહ–'તરંગાવલિ'–બહાર પડયો છે. બે–ચાર સુંદર કાવ્યો તેમણે લખ્યાં છે. પરંતુ જગત તો જથ્થાને જ દેખી શકે છે: એટલે એવા નાનાનાના સંગ્રહો ભુલાઈ જ જવાય છે.

એવા જ એક બીજા કવિ—'વિધવા', 'કુમારિકા', એ બે નાનાં કાવ્યો તથા કેટલાંક રાષ્ટ્રીય ગીતોના લખનાર–વસંતવિનોદી –ચંદુલાલ મણિલાલ દેશાઈ પણ ભુલાઈ જવાયા છે. તેમના જીવનમાં પલટો થઈ જવાથી, સાહિત્યસેવા અટકી પડી–જો કે તેઓ દેશસેવા તો ખૂબ કરી રહ્યા છે.

### બીજા લેખકો:

આ લેખકો ઉપરાંત એકેક બબ્બે સુંદર કાવ્યો લખી સાહિત્ય-

સમાજમાં સારું સ્થાન મેળવ્યું હોય, એવા પણ કેટલાક લેખકો નોંધવા લાયક છે. 'ભૂલી પંથ ભમું દિનરાત, મને સંત બતાવોજી વાટ'ના લેખક કેશવ હ. શેઠ (જન્મ ઈ. સ. ૧૮૮૮), જેમણે ચાર-પાંચ કાવ્યસંગ્રહ અને બીજું પણ સાહિત્ય લખવાની સારી પ્રવૃત્તિ કરી છે તે, ગિરનારનાં વન અને ઋતુઓનાં વર્ણન નવીન છટાથી લખનાર અને 'રતનબા'નો ગરબો તથા બીજાં કેટલાંક રાષ્ટ્રીય અને બાળગીતો લખનાર ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ (જન્મ ઈ. સ. ૧૮૯૮), 'એક જ દે ચિનગારી'ના લેખક હરિહર ભટ્ટ (જન્મ ઈ. સ. ૧૮૯૫)ના જેવા લેખકોનાં કાવ્યો ભુલાઈ જવાશે, તો ગુજરાતી કાવ્યસંગ્રહમાં ઊણપ જ રહી જશે.

સામાન્ય જનસમુદાયમાં પ્રિય બની જનારા, શેરીના ફેરિયા અને ગાનારામાં પ્રચલિત થયેલા, વેપારી મંડળમાં કે ગાયનનો અને ગાવાનો શોખ ધરાવનારને રંજનકારક થઈ પડનારા કોઈ-કોઈ લેખક બહુ લોકપ્રિય અને ધ્યાન ખેંચનારા બની રહે છે; છતાં તેવાઓની કશી નોંધ અહીં લેવામાં આવી નથી. 'મણિકાન્ત કાવ્ય-માળા'ના લેખક એક એવા શેરીના શોખીનોમાં ખૂબ પ્રિય બન્યા હતા. આવી સહેલી, સરળ કવિતાઓ સાહિત્યમાં સ્થાન પામે તેવી નથી હોતી, છતાં અલ્પશિક્ષિત સમાજમાં ઘડીભર ગાનાનંદ અને કાવ્યાનંદ આપી લોકપ્રિય બની રહે છે. શીઘ્રકવિતા, પાદપૂર્તિ, ઉખાણાં વગેરેમાં કોઈ કોઈ વાર સારું કવિત્વ દૃષ્ટિગોચર થાય છે; પરંતુ તેવી વિગતો સાહિત્યના બૃહત્ ઇતિહાસમાં પણ નોંધ લેવા લાયક ગણવી કે કેમ, એ પ્રશ્ન થઈ પડે; પ્રારંભિકામાં તો આટલો ઈશારો જ બસ છે.

# પ્રકરણ ૭ : નવલકથા

વાર્તા સાંભળવી, એ મનુષ્યસ્વભાવની આદિ પ્રકૃતિઓમાંની એક પ્રકૃતિ છે. ઘણા જૂના કાળથી નાની-મોટી વાર્તાઓ અને કથાઓ માનવી કહેતો આવ્યો છે. વાર્તાઓ અને કથાઓના સંગ્રહો થતા આવ્યા છે; કેટલીક વાર્તાઓ તો બહુ પ્રિય થયેલી હોવાથી જમાનાના જમાના સુધી પ્રચલિત રહી હોય છે. યાદ રાખવું સહેલું પડે અને કહેનાર, સાંભળનારને ગમી જાય, માટે શરૂઆતમાં વાર્તાઓ પદ્યમાં–કવિતામાં–કહેવાતી. 'પંચતંત્ર' જેવી ગદ્યમાં કોઈકોઈ જ હતી. 'દશકુમાર,' 'કાદમ્બરી' જેવી લાંબી વાર્તા પણ ગદ્યમાં છે, પણ ઘણું કરી બધું જૂનું સાહિત્ય પદ્યમાં છે, તેમ વાર્તાઓ પણ પદ્યમાં જ લખાઈ છે. ગુજરાતીમાં પણ તેવું જ થયું છે–ઘણા જૂના કાળથી વાર્તાઓ કવિતામાં જ કહેવાઈ છે –છાપખાનાંનો જમાનો આવતાં સુધી તો સાહિત્યનું સઘળું લખાણ પદ્યમાં જ થતું; ગદ્ય લખાણ તો છાપખાનાં દાખલ થયાં ત્યારથી જ પ્રચારમાં આવ્યું. અંગ્રેજી પ્રજા સાથે સંબંધ જોડાયાથી દેશનાં સાહિત્ય, સમાજ અને એકંદર જીવન પર નવીનવી અસરો થવા લાગી હતી. તેના પરિણામે જે જે નવું સાહિત્ય ઉત્પન્ન થયું તેમાં વાર્તાઓ અને નવલકથાઓને પણ પ્રેરણા અને ઉત્તેજન મળ્યાં છે.

'કરણઘેલો' ગુજરાતીની પહેલી સુંદર નવલકથા લખવાની પ્રેરણા એક અંગ્રેજ તરફથી જ મળી હતી. અંગ્રેજીમાં ઐતિહાસિક નવલકથાઓ છે, તેવી ગુજરાતીમાં લખવા નંદશંકરને એક અંગ્રેજ મિત્રે સૂચના કરી, તે પરથી કરણ વાઘેલાનો સમય પસંદ કરી કેટલાક આડવિષયોને પણ સમાવી, નંદશંકરે 'કરણઘેલો' એ ના' આપી એક નવલકથા લખી.

'ણઘેલો'–માં કેટલીક ચર્ચા અસ્થાને છે, ભૂતપ્રેતની વહેમભરી

વાતો છે, ઐતિહાસિક હકીકતોમાં ભૂલો છે, તેમાં કળાવિધાન જેવું કાંઈ છે જ નહિ વગેરે દોષો છે, એમ ટીકા કરવામાં આવે છે. નવલકથાનો આદર્શ નક્કી કરી, 'કરણઘેલો'ની પરીક્ષા કરવા બેસીએ, ત્યારે તેમાં જે દોષો માલૂમ પડે, તેને દોષો તરીકે સ્વીકારવા જરા પણ બાધ ન જ હોય; પરંતુ આપણે એ પણ યાદ રાખવું જોઈએ, કે જ્યારે 'કરણઘેલો' લખાયો, ત્યારે નવલકથાના સ્વરૂપ વિષે આજનું ધોરણ કોઈના ખ્યાલમાં પણ નહોતું. તે પુસ્તક તે જાતનું પહેલું જ પુસ્તક હતું. તેમાં કેટલીક રસમય હકીકત સરળ, રસભરી ભાષામાં આપવામાં આવી હતી; સ્થળ, સમય અને પ્રસંગનાં કેટલાંક સુંદર વર્ણનો હતાં; જનસમુદાયમાં પ્રચાર પામેલી કેટલીક બાબતોની રસિક ચર્ચા હતી; વાર્તારસ અસ્ખલિત વહેતો હતો. કોઈકોઈ જગ્યાએ વિષયાંતર થઈ ગયેલું હોવા છતાં મૂળકથા માટે ઉત્કંઠા ટકી રહેતી હતી. નર્મદ-દલપતની ભાષાથી 'કરણઘેલો'-ની ભાષાનું સ્વરૂપ જુદું હતું. ભાષામાં સંસ્કાર વધારે હતા; લખાવટમાં આકર્ષકતા વધારે હતી; નાના-મોટા બધાને તે એક-સરખી રીતે ગમી જતી હતી. આવા ગુણોને લીધે 'કરણઘેલો' લોકપ્રિયતા મેળવી શક્યો હતો. સામાન્ય વાચકોમાં તેમ જ શાળાઓમાં તે બહુ પ્રચાર પામ્યો હતો.

'કરણઘેલો'ના અનુકરણરૂપે કે તે પરથી સૂચન ગ્રહણ કરીને બીજી કેટલીક વાર્તાઓ લખાઈ છે, પણ 'કરણઘેલો' જેટલી લોકપ્રિયતા મેળવવા જેટલું સત્ત્વ કોઈનામાં નહોતું. 'રત્નલક્ષ્મી', 'મુદ્રા અને કુલીન,' 'રાણકદેવી,' 'સધરા જેસંગ,' 'વનરાજ ચાવડો' વગેરે કેટલીક વાર્તાઓ લખાઈ છે-ગુજરાત કાઠિયાવાડની જૂની વાતો તથા મણિલાલ નભુભાઈકૃત 'ગુલાબસિંહ' જેવી કોઈ કોઈ બહુ પ્રશંસા પણ મેળવી શકી હતી; પરંતુ તેમાંની કોઈ લાંબું આયુષ્ય ભોગવી શકી નથી. 'કરણઘેલો' ઈ. સ. ૧૮૬૬માં પહેલીવાર પ્રગટ થઈ; ત્યારપછી બીજી સારી નવલકથા લખાતાં લગભગ વીશ વર્ષ નીકળી ગયાં. ઈ. સ. ૧૮૮૭માં 'સરસ્વતીચંદ્ર'નો પહેલો ભાગ

બહાર પડ્યો, ત્યારે નવલકથાનું સુઘડેલું સ્વરૂપ ગુજરાતને મળ્યું.

'સરસ્વતીચંદ્ર' પણ નવલકથા નથી, એમ હમણાંહમણાં ટીકા કરવામાં આવે છે. તેનું કારણ એમ આપવામાં આવે છે, કે તેમાં કળાવિધાન કશું નથી. નવલકથા કળાકૃતિ હોવી જોઈએ. આવું કહેનારાને પણ 'સરસ્વતીચંદ્ર'ના પહેલા બે ભાગ માટે તો કશું જ કહેવાનું મળે એમ નથી. ત્રીજા ભાગમાંનું સંસ્કૃત પ્રકરણ કથામાં કોઈ રીતે બંધબેસતું આવે તેમ નથી એ ખરું છે, તેમ જ ચોથા ભાગમાંની કેટલીક ચર્ચા પણ નવલકથાના સ્વરૂપને વિકૃત કરનારી બની જાય છે; છતાં સમગ્ર સ્વરૂપે જોતાં આદર્શ નવલકથામાં જે જે તત્ત્વો હોવાં જોઈએ, તે બધાં તત્ત્વો 'સરસ્વતીચંદ્ર'માં સંતોષકારક પ્રમાણમાં માલૂમ પડે છે. ઉદ્દેશ ઊંચો છે; વસ્તુની કલ્પના મનોહારી જ નહિ, પણ ઉત્તમ આદર્શથી મનને આહ્લાદ આપનારી, ઉન્નતિને પંથે લઈ જનારી, પાવનકારી, ભવ્ય અને દિવ્ય વાતાવરણમાં રમાડનારી અને તદ્દન નવી જ પ્રતિની હોઈ, સર્વ વાચકોને આકર્ષનારી અને સંતોષ આપનારી છે. વસ્તુની કલ્પના જેવી ભવ્ય છે, તેવી જ સંકલનાશક્તિ પણ સમર્થ અને સત્ત્વશાળી છે. પાત્રાલેખન, પ્રસંગવર્ણન અને સંવાદચાતુર્યમાં ઊંચી જાતની કુશળતા છે. વાર્તારસ એવો અખંડ પ્રવાહે વહ્યા કરે છે, કે તેમાં કોઈ કોઈ જગ્યાએ આવતાં વિષયાંતર કે સ્ખલન વાચકને રસક્ષતિ કે રસભંગ જેવાં લાગવાને બદલે ઊલટાં બોધભર્યાં વિનોદ આપનારાં બને છે. ભાષા તો તત્કાલીન કે પૂર્વકાલીન કરતાં બહુ જ જુદા સ્વરૂપની છે. સંસ્કારી, સમર્થ, અર્થભરી અને પ્રસાદયુક્ત ભાષા, એ 'સરસ્વતીચંદ્ર'ના અનેક ગુણોમાંનો એક મુખ્ય ગુણ છે. સંસ્કૃત શબ્દનો ઉપયોગ વધારે થયો છે, પણ તેથી ગુજરાતીપણું કમી થયું નથી. ગુજરાતી ભાષાનું આવું સામર્થ્ય અને સૌંદર્ય પહેલીવાર છગનલાલ હરિલાલ પંડ્યાએ 'કાદંબરી'ના ભાષાંતરમાં બતાવ્યું હતું. 'કાદંબરી' વિદ્વાનવર્ગમાં–સુશિક્ષિતવર્ગમાં પ્રચલિત અને પ્રિય પુસ્તક હતું, પણ 'સરસ્વતીચંદ્ર' તો વિશાળ ગુજરાતી સમાજમાં પ્રચલિત અને

પ્રિય થયું હતું–'સરસ્વતીચંદ્રે' ગુજરાતી ભાષાને નવતર સ્વરૂપ આપ્યું; એટલું જ નહિ, પણ વાચકોની ઉત્કંઠાને પ્રજ્વલિત કરી. ગુજરાતના વિચારક્ષેત્રમાં ઉત્તમ સંસ્કારોનાં બી વરસાવી ગુજરાતને એવું તો મુગ્ધ બનાવી દીધું હતું, કે ૧૮૮૭થી ૧૯૧૦–૧૫ સુધી ગુજરાત જાણે 'સરસ્વતીચંદ્ર'મય જ બની રહ્યું હતું.

'સરસ્વતીચંદ્ર'ના સીધા અનુકરણરૂપે એકાદ પ્રયત્ન થયો હતો. સમાજમાં અને દેશમાં શરૂ થયેલી નવી જાગ્રતિ અને તેથી ઉત્પન્ન થયેલા નવા વિચારો નવલકથા દ્વારા ચર્ચવાની દિશા 'સરસ્વતીચંદ્ર' દ્વારા સૂઝી હતી. તેણે ગુજરાતીઓમાં અજબ મનોમંથન ઉત્પન્ન કર્યું હતું. તેને પરિણામે ઘણાઘણા લેખકોને પ્રેરણા મળી હતી અને અનેક વાર્તાઓ લખાઈ હતી; પરંતુ ગોવર્ધનરામની બુદ્ધિ અને સર્જકશક્તિને વિસરાવે એવું સામર્થ્ય કોઈ લેખક બતાવી શક્યો નથી. જે જે પ્રયત્નો થયા હતા, તે બધા તત્કાલજીવી જ રહ્યા. 'ઉષાકાન્ત', 'મૃદુલા', 'જ્યોત્સ્ના' વગેરે કેટલીક કૃતિઓમાં ભોગીન્દ્રરાવ દિવેટિયા પર ગોવર્ધનરામની સીધી અસર માલૂમ પડે છે. ભોગીન્દ્રરાવની (ઈ. સ. ૧૮૭૫ થી ૧૯૧૭) લેખનશક્તિ ઠીકઠીક વેગવાળી હતી; 'આસિસ્ટંટ કલેક્ટર', 'સિતારનો શોખ' 'મોહિની', 'અજામિલ' વગેરે કેટલીક નવલકથાઓ તેમણે લખેલી છે. બીજા પણ કેટલાક લેખકોએ નવલકથા લખી, વાચકોની ઉત્કંઠાને સંતોષવા પ્રયત્ન કરેલ છે. તત્કાલીન લોકપ્રિયતા મેળવવામાં કોઈ કોઈ નવલકથાએ સારો જશ મેળવ્યો છે. 'અલક્ષ્યજ્યોતિ,' 'યોગિની,' 'વિક્રમની વીસમી સદી,' 'હિન્દ અને બ્રિટાનિયા,' 'ઔરંગઝેબ અને રાજપૂતો,' 'મેવાડની જાહોજલાલી,' 'ઝાંસીની રાણી,' 'અઢારમી સદીનું હિંદુસ્તાન' વગેરે કેટલીક ટકાવી રાખવા જેવી છે. 'ગુજરાતી' સાપ્તાહિક તરફથી વાર્ષિક ભેટ તરીકે અપાતી નવલકથામાંની હિંદના ઇતિહાસને લગતી નવલકથાઓ અને ડાહ્યાભાઈ રામચંદ્ર તરફથી પ્રગટ થયેલી 'મેવાડના ઇતિહાસને લગતી વાતો' આપણી નવલકથાના ભંડારમાં સાચવી રાખી, ગુજરાતી સાહિત્યમાં રસ

લેનારને સુલભ થાય તેવી વ્યવસ્થા કરવી જોઈએ. નવલકથાના લખનારા એક પછી એક નીકળ્યા જ કર્યા છે અને ગુજરાતી સાહિત્યમાંનું તે અંગ હમેશાં જ પુષ્ટ રહ્યું છે: છતાં વીર્યવતી, યુગમાં આંદોલન કરનારી, નવલકથાના સ્વરૂપને નવીન અવતાર આપનારી નવલકથા તો ગુજરાતને વીશ-વીશ વર્ષને અંતરે જ મળી શકી છે. 'સરસ્વતીચંદ્ર' પછી બીજી સમર્થ નવલકથા ૧૯૧૯માં મળી. 'ગુજરાતનો નાથ' બહાર પડતાં ગુજરાતમાં કાંઈક નવું જ વાતાવરણ ફેલાવા લાગ્યું. તે જ લેખકની બે નવલ-કથાઓ ક્યારની લખાઈ ચૂકી હતી. 'વેરની વસૂલાત' 'સરસ્વતી-ચંદ્ર'ના વાતાવરણની છાપવાળી હતી; 'પાટણની પ્રભુતા'એ નવા લેખકના નિસર્ગપ્રાપ્ત સામર્થ્યને પ્રગટ કર્યું: 'ગુજરાતનો નાથ'થી તો તે સામર્થ્ય દિગ્વિજયી થઈ ગયું.

'ઘનશ્યામ' તખલ્લુસથી નવલિકાઓ લખનાર તરીકે કનૈયાલાલ મુનશી (જન્મ ઈ. સ. ૧૮૮૭) જાણીતા તો થઈ ચૂકયા હતા. પહેલી બે નવલકથા પણ તે જ તખલ્લુસથી લખાઈ હતી. 'ગુજરાતનો નાથ' અને તે પછીની નવલકથાઓ, નાટકો વગેરેથી મુનશીએ સાહિત્યસર્જક તરીકે અને ગોવર્ધનરામ પછીના સમર્થ નવલકથાકાર તરીકે સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે.

મુનશીની ભાષા સાધારણ ભણેલા શહેરીના જેવી છે. સરળ, સહેલી, ટૂંકાંટૂંકાં વાકયોમાં જ વિચાર વ્યક્ત કરી દેનારી, સામાન્ય વ્યવહારમાં હરહમેશ વપરાતી, સામાન્ય ભાષા છે. ભાષા સરળ હોવા છતાં તેમાં બળ અને વેગનો પ્રવાહ એકધારો છે: તે આડંબર કે પ્રયત્નરહિત છે, એટલે વાચકોને એકદમ ગમી જાય છે.

ભાષાના આ આકર્ષક ગુણ ઉપરાંત મુનશીની નવલકથાઓમાં બીજો તેવો જ ગુણ-કાર્યવેગ, કાર્યોત્સાહ અને કાર્યસિદ્ધિનો છે. વાર્તારસ અસ્ખલિત વહેતો રાખવા માટે એક પછી એક કાર્યનો સ્વયમેવ ઉકેલ થતો હોવો જોઈએ અને તેવી કાર્યપરંપરા મૂળ ...ા સાથે એકરસ હોવી જોઇએ. મુનશીની નવલકથાઓમાં કાર્ય-

પરંપરાનું ચક્ર પૂર્વાપર એવા ગાન સંબંધથી સંકળાયેલું અને એવા જોસથી ફરતું રહે છે, કે મંદતા કે નિષ્ક્રિયતા ક્યાંય પેસી શકતાં જ નથી. અલબત, આ ગુણ વસ્તુસંકલનાની ઉત્કૃષ્ટ શક્તિને લીધે જ તેનામાં આવ્યો છે.

પાત્રના આલેખનમાં અને કુદરતના વર્ણનમાં પણ મુનશીની કુશળતા ઊંચા પ્રકારની છે. પાત્રોની પિછાન આપવાના પ્રસંગો તે ખૂબ કળામય રીતે ઉપસ્થિત કરે છે—ઘણે ભાગે તો પાત્રો પોતાના વર્તન-વિચાર દ્વારા જ વાચકને સુપરિચિત બની જાય છે. પ્રકૃતિનાં સૌંદર્યને કળાકારની દૃષ્ટિથી જોઈ, ખરાં તત્ત્વોને પકડી કાઢી, તેને આબેહૂબ રીતે શબ્દમય કરવાની આવડતને લીધે અને પ્રસંગોને સમયાનુસાર આલેખવાની સૂક્ષ્મ વિવેકબુદ્ધિને લીધે મુનશીની નવલકથાઓ એકદમ લોકપ્રિય બની રહે છે.

નવલકથાનાં વસ્તુ અને સંયોજન નવીન પ્રકારનાં અને વૈવિધ્યથી ભરેલાં હોઈ મુનશીની નવલકથાઓ જેમજેમ પ્રગટ થતી ગઈ, તેમતેમ ખૂબ પ્રચાર પામતી ગઈ. મુનશીમાં સંવાદોને સીધી રીતે, સંક્ષેપમાં અને વાચકનો રસ અદ્ધર જ રહ્યા કરે તેવી રીતે ચાલુ રાખવાની સરસ શક્તિ છે.

તેમનામાં વિસ્મિત કરી નાખે તેવી સમયસૂચકતા છે; સંજોગોનો ત્વરિત ઉકેલ કરવાની આવડત છે; વાણી સીધી, હૃદયમાં સોંસરી પેસી જાય તેવી, અર્થની વિશદતાથી હમેશાં સભર ભરેલી, યુક્તિ, ચાતુર્ય અને લાગણીને સફળતાથી વ્યક્ત કરનારી, સરળ અને અખંડિત પ્રવાહબંધ વહેતી અને બળ અને વેગથી ભરેલી હોવાથી, આજ સુધીમાં વપરાયેલી ગુજરાતી વાણીથી એકદમ જુદીપડતી લાગી આવે છે.

આવાઆવા ગુણોને લીધે મુનશીની નવલકથાઓ ગુજરાતીમાં યુગવિધાયક બની છે.

નવીન યુગના સર્જક તરીકે મુનશીમાં કેટલાક વિરલ પ્રતિના ગુણો છે; તેમાંના ખાસ બે ગુણો એકદમ જ તરી આવે એવા છે.

એક, જુવાનોની મનોદશા સમજી, તેમનાં ઉત્સાહભર્યાં પ્રતિબિંબ પાડવાનો. યુવકમાનસની પિછાન મુનશીને પ્રકૃતિથી જ સિદ્ધ થયેલ છે. જુવાનોને જીતી લેવામાં મુનશીને આ ગુણે સારો વિજય અપાવ્યો છે, તેવો જ વિજય અપાવનાર મુનશીનો બીજો ગુણ ગુજરાતની અસ્મિતાનો સળગતો જ્વાળામુખી છે. ગુજરાતને અસ્મિતાનું પહેલું ભાન આપનાર કવિ નર્મદાશંકર. નર્મદાશંકર પછી તે લાગણી પર વળી ગયેલી રાખ ઉડાડી, અસ્મિતાઅંગાર ફરી સતેજ કરનાર રણજિતરામ. રણજિતરામના સહવાસથી હો, કે સ્વતંત્ર રીતે જાગેલી હો, પણ ગુજરાતની અસ્મિતાની જ્વાલા ભડકારૂપે ગુજરાતમાં ફેલાવનાર મુનશી.

જુવાનોને આકર્ષવામાં મુનશીનો વાસ્તવવાદ ઠીક કારણરૂપ બન્યો છે. ચેતન અને અચેતન પદાર્થોનાં વર્ણનમાં, પાત્રોના સંવાદમાં અને પરસ્પરના વર્તનમાં, હાલમાં જેને વાસ્તવ પદ્ધતિ કહેવામાં આવે છે, તેનો મુનશીએ સ્વીકાર કર્યો છે; એટલે જુવાનોને આકર્ષવામાં, ઉત્તેજિત કરવામાં અને સંતોષવામાં મુનશી સારી પેઠે ફાવી ગયા છે. મુનશીની પહેલાંના લેખકોમાં વાસ્તવિક વર્ણન-વિવેચન નહોતાં એમ તો કહી શકાય જ નહિ; પરંતુ આજ સુધી વાસ્તવિકતામાં પણ અમુક મર્યાદા સચવાતી; કલ્પના અને ભાવનાના રંગો પૂરવામાં આવતા, ત્યારે પણ અમુક ઉચ્ચ આદર્શનું, લેખનશુદ્ધિની ઉચ્ચતાનું અને ચારિત્ર્યની પવિત્રતાનું ધ્યાન અવશ્ય રાખવામાં આવતું. લેખકે આવું ગુરુપદ સાચવવાની જરૂર નથી; સાહિત્યમાં ચોખલિયાપણાને સ્થાન નથી; વર્ણનોમાં વાસ્તવિક પ્રસંગોને યથાસ્થિત આલેખવામાં કાંઈ ખોટું નથી, એવો મત હાલના વાસ્તવવાદીઓ ધરાવે છે. મુનશીનાં લખાણમાં વાસ્તવવાદ પળાયો છે અને તેથી જુવાનોમાં જો કે પ્રિયતા અને પ્રશંસા મળ્યાં છે, તોપણ સમગ્ર વાતાવરણમાં કલુષિતતા, ચારિત્ર્યશિથિલતા અને સંયમહીનતા દાખલ થઈ ગયાં છે. મુનશીનાં સઘળાં લખાણોમાં વાસ્તવવાદની વિકૃત સમજે ખૂબ

અનર્થ કર્યો છે, એવું ભાન હળવેહળવે ઉદય પામતું જાય છે.

મુનશીનો અસ્મિતાનો જુસ્સો જુવાન વર્ગને તેમ જ પીઢ વર્ગને ખૂબ જ પ્રસન્ન કરનારો છે. નર્મદાશંકરે ઉપાડેલી 'જય જય ગરવી ગુજરાત' એ ગર્જનાના પડછંદા પાડતી હોય, તેવી ત્રણ–ચારેક નવલકથાઓ મુનશીએ લખી છે. નબળા, માયકાંગલા, નમાલા લોકોનું કામ જ નથી; ગુજરાતમાં કાક, જયસિંહ, કીર્તિદેવ જેવા શૂરવીર, અહંતાથી ઉભરાતા અને અસ્મિતાની જ્વાલા ચોતરફ ફેલાવતા મહાન નરો થઈ ગયા છે, એ યાદ રાખી ભૂતકાળની કીર્તિ ફરી મેળવવી જોઈએ. મુનશીની આ અભિલાષાને જુવાનિયાઓએ ઠીકઠીક ઝીલી છે. ગુજરાતની અસ્મિતા માટે ચાહોમ કરી ઝંપલાવનારા તો હજી બહુ તૈયાર થયેલા લાગતા નથી, પણ પોતાની અસ્મિતાને પ્રગટાવવા જુવાનવર્ગ કાંઈક તૈયાર થયો છે, એમ તો ખરું. બીજા તૈયાર હોય કે નહિ, પણ મુનશી પોતે તો જીવનની દરેક ક્ષણે પોતાની અસ્મિતાના પ્રકાશથી ઝળહળી રહેલા જ માલૂમ પડ્યા છે.

નવલકથાના ક્ષેત્રમાં દશ–બાર વરસ મુનશીએ એકચક્રી રાજ્ય કર્યું. તત્કાલીન વાતાવરણ એવું થઈ ગયું હતું, કે જુવાનિયાઓ મુનશીની કળા અને મુનશીની સિદ્ધિને સર્વશ્રેષ્ઠ ગણતા હતા. 'સરસ્વતીચંદ્ર'ના કરતાં પણ 'ગુજરાતનો નાથ' ચડિયાતું પુસ્તક છે; 'સરસ્વતીચંદ્ર' તો નિર્માલ્ય, આડંબરી, રસવિકાસમાં ઔચિત્યની સમજ વગરનું અને નવલકથા તરીકે તો નાલાયક પુસ્તક છે, એવી ટીકા કરવામાં આવતી હતી; તેમ છતાં કહેવું જોઈએ, કે 'સરસ્વતીચંદ્ર'નો ઊંચો અને ઉમદા ઉદ્દેશ, તેમાંની શાસ્ત્રીય ચર્ચા, લેખકની માનવસ્વભાવને સમજવાની અલૌકિક શક્તિ, ગુજરાતી સંસારનું જ્ઞાન અને સંસારને સમજી, સુધારવાના રસ્તા વગેરે અનેક સદ્ગુણથી ભરેલા 'સરસ્વતીચંદ્ર' જેવા પુસ્તકની સાથે સરખાવી શકાય તેવું હજી સુધી તો એકે પુસ્તક ગુજરાતીમાં લખાયું જ નથી. અમુક પૂર્વગ્રહમાં સપડાયેલા અને મિથ્યા દૃષ્ટિને

સાચી દૃષ્ટિ માની લેવાનીભ્રમણામાં પડેલા વાચકો હજી સુધી નહિ જોઈ શક્યા હોય, તો હળવેહળવે જોઈ શકશે જ, કે 'સરસ્વતીચંદ્ર'નાં બુદ્ધિવૈભવ, સંસ્કારઉચ્ચતા અને ઉદાર અને ઉદાત્ત હેતુ ખરેખર અદ્વિતીય છે.

ગોવર્ધનરામ અને મુનશી એ બંને એવા જુદાજુદા સ્વભાવવાળી વ્યક્તિઓ છે, કે તેમની કૃતિઓ પણ જુદાજુદા સંસ્કારવાળી જ હોય. સાહિત્યસર્જક તરીકે બંનેનો મુકાબલો કરવો, એ સાહિત્યસેવકોને આનંદ આપનારી સેવા છે; પરંતુ પ્રારંભિકામાં માત્ર માહિતી જ આપવાનું રાખ્યું છે, એટલે અહીં તો અંગુલિનિર્દેશ જ-થોડી માહિતી જ બસ થશે. થોડો વખત તો ગોવર્ધનરામની કીર્તિને ઝાંખપ લગાડે તેવો પ્રકાશ મુનશીની કીર્તિને મળ્યો હતો. 'વેરની વસૂલાત,' 'પાટણની પ્રભુતા,' 'ગુજરાતનો નાથ'-એ ત્રણથી મળેલી કીર્તિ ઘણી ઊજળી હતી. ત્યારપછી પણ થોડેથોડે અંતરે નવલકથાઓ, નાટકો અને પ્રાસંગિક લેખો અને ભાષણોથી મુનશી સાહિત્યાકાશમાં ઠીકઠીક ઝળકી રહ્યા હતા; પરંતુ ભરતી પછી ઓટ પણ આવે છે જ, એમ મુનશીની કીર્તિનો પ્રકાશ હળવેહળવે ઓછો થવા લાગ્યો. આ પરિણામ માટે માત્ર કુદરતી વાતાવરણ અને વસ્તુસ્થિતિ જ જવાબદાર છે.

મુનશીની લગભગ બધી જ કૃતિઓમાં માલૂમ પડતી એક બે બાબત તરફ પ્રારંભિકાના વાચનારાઓનું પણ લક્ષ ખેંચવાની જરૂર છે. એક, ઐતિહાસિક વ્યક્તિઓ અને પ્રસંગોમાં દાખલ કરેલી વિકૃતિ. ઇતિહાસમાં અમુક નિશ્ચિત સ્વીકાર થયો હોય, તેવી બાબતમાં ફેરફાર કરવો, એ કોઈ પણ રીતે વાજબી ગણી શકાય જ નહિ. મુનશીએ એકથી વધારે પ્રસંગોમાં આવા ફેરફાર કર્યા છે એ જાણીતી વાત છે.

તેની જ બીજી બાબત એ છે, કે મુનશી માનવમાત્રને સ્ખલનશીલ છે. સંયમ, ઉદાર અને ઉન્નત આદર્શ, પવિત્ર અને નાશય કે નિર્વિકારી નિર્દોષ જીવન કોઈ પણ માણસ

સંપૂર્ણ રીતે પાળી શકે જ નહિ–માણસ માણસ છે, માટે તેનામાં અમુક ઊણપો હોય જ–હોવી જોઈએ જ. આ માન્યતાને લીધે ઘણાં પાત્રોની મનોદશા હલકી આલેખવામાં આવી છે. આવા રંગે રંગાયેલી કૃતિ આદર્શ તરીકે ગણના પામી શકે જ નહિ. ક્ષણિક પ્રશંસા મેળવે, થોડો વખત કીર્તિ પ્રકાશિત રહે; પરંતુ સમય જતાં. વાતાવરણ બદલાતાં, પ્રશંસા બંધ પડે, કીર્તિનો પ્રકાશ ઝાંખો થવા લાગે; શુદ્ધ અને પવિત્ર આદર્શો જ સનાતન કીર્તિ આપી શકે છે.

મુનશીની નવલકથાઓ સાહિત્યરસિકોમાં સારી પ્રશંસા મેળવી રહી હતી અને ખૂબ વંચાતી હતી, તે આરસામાં જ એક બીજાં લેખકે નવલકથાની પ્રવૃત્તિ શરૂ કરી દીધી હતી. નવલકથામાં ઘણું કરી રાજારજવાડાઓ, મોટા લોકો અને વિશેષ વ્યક્તિઓની જ વાત આવે છે. સામાન્ય જનતા કે સાધારણ લોકો વિષે લખાણ આવતું હોય; તો તે બહુ થોડા પ્રમાણમાં અને ગૌણ પ્રસંગ તરીકે જ. આજ સુધી આ પ્રમાણે જ બનતું હતું. કોઈ સામાજિક વાર્તા કે નવલકથા લખાઈ હશે, તોપણ તેમાં મોટા લોકોને વધારે સ્થાન અને માન મળેલાં હશે. આ વસ્તુસ્થિતિમાં મુનશી પછીના નવલકથાકારોએ સારો ફેર કરી દીધો. રમણલાલ વસંતલાલ દેસાઈએ( જન્મ : ઈ. સ. ૧૮૯૨) 'જયંત,' 'શિરીષ,' 'કોકિલા,' 'હૃદયનાથ' જેવી સાદી, સીધી, ભદ્રલોકોના જીવનનો ચિતાર આપતી, નવલકથાઓથી લખવાની શરૂઆત કરી. 'દિવ્યચક્ષુ' બહાર પડતાં, તે લેખક તરફ સૌનું ધ્યાન ખેંચાયું. 'દિવ્યચક્ષુ'માં મોટા લોકોની વાત છે, પણ તે વાતને સામાન્ય જનતા અને રાષ્ટ્રીય વિચારોનાં આંદોલનો સાથે એવી એકરૂપ કરી દીધી છે, કે અત્યાર સુધીની બધી નવલકથાઓમાં તે જુદી જાતની જ છાપ પાડી રહી છે. રમણલાલની પછીના લખનાર ઝવેરચંદ મેઘાણીની અને ઇતર લેખકોની નવલકથાઓમાં ઘણે ભાગે ગુજરાતી જીવન, શહેરના ભદ્ર લોકો તથા ગ્રામજનતા વિષે લખાણ થયેલું છે; અને નિત્યના સાધારણ વ્યવહારમાંથી કથાઘટનાનાં

સૂત્રો વણેલાં હોય છે, એટલે વાચક જાણે રોજના જીવનમાં જ ઘૂમી રહ્યો હોય એવો અનુભવ મેળવે છે.

કથાભાગ અને રસપોષણના સાતત્યમાં રમણલાલ મુનશીના જેટલી જ કુશળતા ભોગવે છે. વસ્તુની પસંગીમાં સંસાર–સમાજના જુદી પ્રતિના થરો લીધેલા હોઈ, રમણલાલ પણ મોટો વાચકવર્ગ મેળવી શકયા છે. વાર્તાઓમાંના પ્રસંગો, પાત્રો અને કથનપદ્ધતિમાં રચના અને યોજના ભિન્ન પ્રકારનાં હોવાથી, તેમની નવલકથાઓ સારો ફેલાવો પામી શકી છે.

રમણલાલની કથાઘટનામાં વેશપલટા, ચમત્કાર અને અણધારેલાં પરિણામો લાવવાની વિસ્મયજનક પદ્ધતિ ઠેકઠેકાણે માલૂમ પડે છે. આવા પ્રસંગો ગમે તેટલી કુશળતાથી યોજવામાં આવ્યા હોય, તોપણ કળાવિધાનમાં ન્યૂનતા લાવ્યા વગર રહે જ નહિ. ચમત્કૃતિ, દૈવી મદદ, ગુપ્ત વ્યવહાર અને અક્કલને તાજૂબ કરે તેવા અજાયબ પ્રસંગો, રસજમાવટમાં ઉપયોગી ટેકાઓ તરીકે અપનાવવામાં આવતા હશે; પણ તેથી કળાકૃતિ તરીકેની કોટિ ઉતરતી પ્રતિની થઈ જાય છે, એ રમણલાલ જેવા ધીર પ્રકૃતિના લેખકને સમજાયું લાગતું નથી.

રમણલાલ 'દિવ્યચક્ષુ'થી પ્રખ્યાતિ પામ્યા અને 'ભારેલો અગ્નિ,' 'પૂર્ણિમા,' 'છાયાનટ,' 'શોભના,' 'ઠગ,' 'ગ્રામલક્ષ્મી' વગેરે અનેક નવલકથાથી તે પ્રતિષ્ઠા જાળવી અને વધારી શકયા છે.

મુનશી 'જયસોમનાથ'થી કથાલખાણ જાણે સંકેલી લેતા હોય એવું લાગે છે. રમણલાલની સર્જકશક્તિ હજી સારી કૃતિઓ આપી શકશે એમ લાગે છે.

રમણલાલની પછી થોડા સમયમાં જ બીજા સમર્થ નવલકથાકાર મળી ચૂકયા છે. 'સૌરાષ્ટ્રની રસધાર'થી જાણીતા થયેલા ઝવેરચંદ મેઘાણી (જન્મ ઇ. સ. ૧૮૯૭), જૂની વાર્તા, લોકકથા અને સાધુસંતો, બહારવટિયાઓ વગેરેની જીવનકથા કહેતા કહેતા હળવેહળવે નવલકથાકાર બનતા ગયા છે. લોકસાહિત્યના રસિક

અભ્યાસી હોવાને કારણે અને દેશમાં વ્યાપવા લાગેલા જનપદ-વિકાસના વાતાવરણને લીધે, ઝવેરચંદ મેઘાણી ગ્રામલોકો અને શહેરમાં આવી વસેલ ગ્રામજનતા માટે મમત્વ ધરાવતા થયા અને નવલકથાના પ્રસંગો અને પાત્રોમાં તે મમત્વ મૂર્ત સ્વરૂપે પ્રગટ થયું. 'સમરાંગણ,' 'રા'ગંગાજળિયો,' 'જયગુજરાત' રાજ-રજવાડાઓની કથા કહેનારી નવલકથાઓ હોવા છતાં તેમાંનું સઘળું વાતાવરણ ગ્રામીણ અને જાનપદિક જ છે. કાઠિયાવાડના જૂના ઈતિહાસને અને ગુજરાતના પ્રાચીન સમયના વાતાવરણને વર્તમાન વાચકની પાસે રજૂ કરી, મેઘાણીએ સારો યશ મેળવ્યો છે. સાંસારિક અને સામાજિક જીવન અને તેમાં પણ ઘણે ભાગે શહેરના સાધારણ કોટિના મધ્યમવર્ગના નીચલા થરોના લોકોનાં જીવન આલેખ્યાં છે; ગામડાંના લોકો શહેરમાં આવે છે, ત્યારે કેવા જીવનપલટા અનુભવે છે તે બતાવી, તેવા ગ્રામ લોકોનાં નિત્યજીવનને આબેહૂબ રીતે ચીતરવામાં મેઘાણીએ સારી સફળતા મેળવી છે અને તેથી તેની નવલકથાઓ સારી લોકપ્રિયતા પ્રાપ્ત કરી શકી છે. 'વેવિશાળ', 'તુલસીક્યારો', 'પ્રભુ પધાર્યા' અને સમકાલીન સામાજિક જીવન નિરૂપતી બીજી નવલકથાઓથી મેઘાણીએ આપણા નવલકથા-સાહિત્યમાં સારો ઉમેરો કર્યો છે.

કાઠિયાવાડના જૂના ઈતિહાસના તથા લોકસાહિત્યના શોખીન ગુણવંત આચાર્ય મેઘાણીના જેવા જ લેખક થવા જોઈતા હતા; પરંતુ કંઈક નિસર્ગદત્ત બક્ષિસની ઊણપને લીધે અને ખાસ તો શિક્ષણ અને પ્રયત્નમાં રાખેલી બેદરકારીને લીધે, ગુણવંત આચાર્યે શરૂશરૂમાં આપેલી આશા પૂરી કરવા ભાગ્યશાળી થયા નથી. 'ત્રિલોચન,' 'ભૂતકાળના પડછાયા,' 'સોરઠી સંધ્યા' વગેરેએ કાંઈક ચમકાર બતાવ્યો હતો; પણ તે વિકસાવી કે ટકાવી શક્યા નહિ. કચ્છ–કાઠિયાવાડના ઇતિહાસમાં શોધખોળ કરી અમસાધ્ય માહિતી મેળવી, જુદીજુદી વાર્તાઓ લખવામાં સારો ઉત્સાહ અને શક્તિ બતાવ્યાં, પણ સમાજવાદનો રંગ કાંઈક વધારે પડતો

લાગી ગયો. સમાજની નીચામાં નીચી પાયરીના લોકો વિષે લખવાનું પસંદ કર્યું. તેવા લખાણમાં પણ સંસ્કાર, ઉચ્ચ આશય, ઉદાર આદર્શ, ઉમદા ભાવના વગેરે લાવી, ખરી સાહિત્યકૃતિઓ સર્જવા જેટલું સામર્થ્ય હોત, તો તો તેવું લખાણ પણ રુચિકર બનત; પરંતુ સાધારણ, અતિ સાધારણ કોટિથી આગળ જઈ શક્યા નહિ; એટલું જ નહિ, પણ સમાજવાદ કોઈને સ્વપ્નમાં પણ નહોતો સૂઝ્યો તે જમાનામાં, સમાજવાદના વિચારો અને આચારોનાં આરોપણ અને નિરૂપણથી વાર્તાઓમાં કૃત્રિમતા અને અસ્વભાવિકતા આવી ગયાં. આ દોષ હોવા છતાં, ગુણવંત આચાર્યની નવલકથાઓમાંથી 'દરિદ્રનારાયણ,' 'ઇન્કિલાબ,' 'દરિયાલાલ,' 'દેશદીવાન' જેવી નવલકથાઓ અવશ્ય સુંદર છે અને લેખકને જશ અપાવે તેવી છે.

નવલકથા સાહિત્યના સર્જકોમાંથી પ્રારંભિકાના વાચકને માટે તો ઉપર ગણાવ્યા તેટલાની જ પિછાન પૂરતી છે. વિશેષમાં એ પણ ઉમેરવાની જરૂર છે, કે નવલકથા કાંઈ આટલી જ લખાઈ નથી કે તેના લેખક માત્ર ઉપર ગણાવ્યા તેટલા જ નથી. લોકોને નવલકથા વાંચવી બહુ ગમે છે અને તેથી નવલકથાઓની માગણી સારી રહે છે, એટલે નવલકથાઓ લખાયા પણ કરે છે. સાધારણ જનતાને તો શોખ પૂરતું જ કામ હોય છે, એટલે તેવાની ભાવનાને અને વાચનરસને સંતોષ મળે તેવી વાર્તાઓ થોકબંધ લખાય છે. આવી નવલકથા કમાણીના—આજીવિકાના—ઉદ્દેશથી જ લખાય છે. વાચકોનો શોખ પૂરો કરી શકે તેવી નવલકથા પ્રચાર પણ પામે છે; પરંતુ આવી નવલકથાઓમાં સાહિત્યગુણ કે સંસ્કારસૌષ્ઠવનું નામ-નિશાન પણ હોતું નથી. પહેલા વરસાદનાં જીવડાંની પેઠે તેવી નવલ-કથાઓ અલ્પાયુષી જ હોય છે. ગુજરાતીમાં તેવી નવલકથાના લખનારા અનેક થયા છે અને કોઈ કોઈ લેખકે સંખ્યાબંધ નવલ-કથાઓ પણ લખી છે. તેવી નવલકથાઓમાંથી પણ કોઈ કોઈ વાંચવા–નિભાવવા જેવી હોવા સંભવ છે, પણ મોટો ભાગ તો

વિસારી દેવા લાયક જ હોવાનો સંભવ છે.

આ પ્રકરણમાં ચારપાંચ જ નવલકથાકાર વિષે પિછાન આપવામાં આવી છે; તેમાં પણ પ્રથમ પંક્તિના નવલકથાકાર તો બેત્રણ જ—ગોવર્દ્ધનરામ, કનૈયાલાલ મુનશી, રમણલાલ. મેઘાણીમાં નવલકથાકારના ઘણા ઘણા ગુણો હોવા છતાં, તેની સાહિત્યકોટિ સાધારણ અતિની હોવાથી, તેની નવલકથાઓ સરસ અને સુંદર હોવા છતાં, સાહિત્યકૃતિઓમાં જે ઊંચી યોગ્યતા હોવી જોઈએ તે મેળવી શકી નથી. ગુણવંત આચાર્ય જૂના ઇતિહાસ અને વર્તમાન લોકવાદ અને સમાજવાદને ભેળસેળ કરી સારી વાર્તા ઉપજાવી શકે છે, એટલો એને જશ છે; બાકી, ભાષા, સંસ્કાર, લેખનધાટી વગેરેમાં બેદરકારી જ નહિ, પણ ધ્યેયશૂન્યતા પણ રહેલી હોવાથી તેની નવલકથામાંની કોઈક જ સાહિત્યક્ષેત્રમાં પ્રવેશ મેળવી શકે તેવી છે.

ઉપર એક વાર કહ્યું છે તેમ ગુજરાતી ભાષામાં નવલકથાઓ તો પુષ્કળ લખાઈ છે, અને આ પ્રકરણમાં નોંધવામાં આવી છે તે ઉપરાંત પણ સારી નવલકથાઓ હોવા સંભવ છે. નવલકથા સાહિત્યનો અભ્યાસ કરી, તે વિષય પર સ્વતંત્ર પુસ્તક લખનાર નીકળે એ હવે તો બહુ આકાંક્ષાથી ઇચ્છવા જેવું છે. વાચકોને યાદ આપવાની જરૂર છે, કે મણિભાઈ તંત્રી નામના એક ગૃહસ્થે વર્ષો પહેલાં આવો એક પ્રયાસ કર્યો હતો. નવલકથાસાહિત્યનો સંપૂર્ણ ઇતિહાસ લખનારો હવે તો તુર્તમાં જ નીકળવો જોઈએ.

લાગી ગયો. સમાજની નીચામાં નીચી પાયરીના લોકો વિષે લખવાનું પસંદ કર્યું. તેવા લખાણમાં પણ સંસ્કાર, ઉચ્ચ આશય, ઉદાર આદર્શ, ઉમદા ભાવના વગેરે લાવી, ખરી સાહિત્યકૃતિઓ સર્જવા જેટલું સામર્થ્ય હોત, તો તો તેવું લખાણ પણ રુચિકર બનત; પરંતુ સાધારણ, અતિ સાધારણ કોટિથી આગળ જઈ શક્યા નહિ; એટલું જ નહિ, પણ સમાજવાદ કોઈને સ્વપ્નમાં પણ નહોતો સૂઝ્યો તે જમાનામાં, સમાજવાદના વિચારો અને આચારોનાં આરોપણ અને નિરૂપણથી વાર્તાઓમાં કૃત્રિમતા અને અસ્વભાવિકતા આવી ગયાં. આ દોષ હોવા છતાં, ગુણવંત આચાર્યની નવલકથાઓમાંથી 'દરિદ્રનારાયણ,' 'ઈન્કિલાબ,' 'દરિયાલાલ,' 'દેશદીવાન' જેવી નવલકથાઓ અવશ્ય સુંદર છે અને લેખકને જશ અપાવે તેવી છે.

નવલકથા સાહિત્યના સર્જકોમાંથી પ્રારંભિકાના વાચકને માટે તો ઉપર ગણાવ્યા તેટલાની જ પિછાન પૂરતી છે. વિશેષમાં એ પણ ઉમેરવાની જરૂર છે, કે નવલકથા કાંઈ આટલી જ લખાઈ નથી કે તેના લેખક માત્ર ઉપર ગણાવ્યા તેટલા જ નથી. લોકોને નવલકથા વાંચવી બહુ ગમે છે અને તેથી નવલકથાઓની માગણી સારી રહે છે, એટલે નવલકથાઓ લખાયા પણ કરે છે. સાધારણ જનતાને તો શોખ પૂરતું જ કામ હોય છે, એટલે તેવાની ભાવનાને અને વાચનરસને સંતોષ મળે તેવી વાર્તાઓ થોકબંધ લખાય છે. આવી નવલકથા કમાણીના—આજીવિકાના—ઉદ્દેશથી જ લખાય છે. વાચકોનો શોખ પૂરો કરી શકે તેવી નવલકથા પ્રચાર પણ પામે છે; પરંતુ આવી નવલકથાઓમાં સાહિત્યગુણ કે સંસ્કારસૌષ્ઠવનું નામનિશાન પણ હોતું નથી. પહેલા વરસાદનાં જીવડાંની પેઠે તેવી નવલકથાઓ અલ્પાયુષી જ હોય છે. ગુજરાતીમાં તેવી નવલકથાના લખનારા અનેક થયા છે અને કોઈ કોઈ લેખકે સંખ્યાબંધ નવલકથાઓ પણ લખી છે. તેવી નવલકથાઓમાંથી પણ કોઈ કોઈ વાંચવા–નિભાવવા જેવી હોવા સંભવ છે, પણ મોટો ભાગ તો

વિસારી દેવા લાયક જ હોવાનો સંભવ છે.

આ પ્રકરણમાં ચારપાંચ જ નવલકથાકાર વિષે પિછાન આપવામાં આવી છે; તેમાં પણ પ્રથમ પંક્તિના નવલકથાકાર તો એત્રણ જ—ગોવર્દ્ધનરામ, કનૈયાલાલ મુનશી, રમણલાલ. મેઘાણીમાં નવલકથાકારના ઘણા ઘણા ગુણો હોવા છતાં, તેની સાહિત્યકોટિ સાધારણ પ્રતિની હોવાથી, તેની નવલકથાઓ સરસ અને સુંદર હોવા છતાં, સાહિત્યકૃતિઓમાં જે ઊંચી યોગ્યતા હોવી જોઈએ તે મેળવી શકી નથી. ગુણવંત આચાર્ય જૂના ઈતિહાસ અને વર્તમાન લોકવાદ અને સમાજવાદને ભેળસેળ કરી સારી વાર્તા ઉપજાવી શકે છે, એટલો એને જશ છે; બાકી, ભાષા, સંસ્કાર, લેખનપાટી વગેરેમાં બેદરકારી જ નહિ, પણ ધ્યેયશૂન્યતા પણ રહેલી હોવાથી તેની નવલકથામાંની કોઈક જ સાહિત્યક્ષેત્રમાં પ્રવેશ મેળવી શકે તેવી છે.

ઉપર એક વાર કહ્યું છે તેમ ગુજરાતી ભાષામાં નવલકથાઓ તો પુષ્કળ લખાઈ છે, અને આ પ્રકરણમાં નોંધવામાં આવી છે તે ઉપરાંત પણ સારી નવલકથાઓ હોવા સંભવ છે. નવલકથા સાહિત્યનો અભ્યાસ કરી, તે વિષય પર સ્વતંત્ર પુસ્તક લખનાર નીકળે એ હવે તો બહુ આકાંક્ષાથી ઇચ્છવા જેવું છે. વાચકોને યાદ આપવાની જરૂર છે, કે મણિભાઈ તંત્રી નામના એક ગૃહસ્થે વર્ષો પહેલાં આવો એક પ્રયાસ કર્યો હતો. નવલકથાસાહિત્યનો સંપૂર્ણ ઇતિહાસ લખનારો હવે તો તુર્તમાં જ નીકળવો જોઈએ.

# પ્રકરણ ૮ : નવલિકા

નવલકથા અને નવલિકા એ અંગ્રેજોના સમાગમના પરિણામે આપણા સાહિત્યમાં દાખલ થયેલાં સાહિત્યઅંગો છે. ગુજરાતી સાહિત્યદેહ તેથી સારી પેઠે પુષ્ટ થયો છે. તે અંગો નવીન પ્રકારનાં હોવાથી તેની વ્યાખ્યા, કળાવિધાનનું શાસ્ત્ર વગેરે માટે ઘણે ભાગે અંગ્રેજી શાસ્ત્રીય દૃષ્ટિને જ પ્રમાણરૂપ માનવામાં આવે છે. ભાષા-સાહિત્યના અભ્યાસી માટે અંગ્રેજી સાહિત્યશાસ્ત્રનો અભ્યાસ અત્યારે આવશ્યક ગણાય છે. એટલે નવલકથા અને નવલિકાનાં પ્રયોજન, સંયોજન, કળાવિધાન વગેરે માટે અંગ્રેજી શાસ્ત્રનાં મંતવ્યો અને સિદ્ધાંતો સમજવા–સમજાવવાની જરૂર છે; પરંતુ પ્રારંભિકોના વાચકો માટે તેવી ઝીણવટ વધારે પડતી જ ગણાય એમ માની આટલો ઈશારો જ કરવામાં આવ્યો છે.

મનુષ્યસ્વભાવમાં વાર્તાશ્રવણનો મોહ નૈસર્ગિક જ છે અને તેથી નાનીમોટી વાર્તાઓ તો ઘણા જૂના કાળથી જ કહેવાતી–લખાતી આવી છે. સંસ્કૃતમાં 'ગુણાઢ્યની વાતો', 'કથાસરિત સાગર', 'પંચતંત્ર', 'હિતોપદેશ' વગેરે પુષ્કળ સાહિત્ય છે. ગુજરાતીમાં પણ નાનીમોટી વાતો ઘણા જૂના કાળથી લખાતી આવી છે. મોટી વાતોમાં આડકથા તરીકે નાની વાતોનો ઉપયોગ પણ થતો આવ્યો છે.

વાર્તાઓ ઉપદેશ આપવાના, વિનોદ આપવાના, માનવ પ્રકૃતિના ગુણદોષ પ્રગટ કરવાના, સંસારમાં અવનવા સંજોગોથી થતા લાભ–ગેરલાભ બતાવવાના અને એવા એવા ઈતર હેતુથી લખાય છે. નાના રમૂજી ટુચકાઓ, સ્વતંત્ર રીતે કે નાનીમોટી વાર્તાઓમાં, આનંદ કે ઉપદેશ ખાતર લખાય છે. આવી નાની વાર્તાઓ અને ટુચકાઓમાં, હળવે હળવે કળાની સમજ દાખલ

થતી ગઈ, અને નવલિકાનું સ્વરૂપ વિકસવા માટે, નિશ્ચિત આકાર ધારણ કરવા લાગ્યું.

હાલ નવલિકાને નામે ઓળખાય છે તે પ્રતિના લખાણના પૂર્વ અવતાર તરીકે નાનીનાની વાર્તાઓ જ હતી. માસિકોમાં અને સાપ્તાહિકોમાં તેવી વાતો પ્રગટ થતી. 'સુંદરીસુબોધ,' 'સમાલોચક,' 'વાર્તાવારિધિ' વગેરે માસિકો નાનીનાની વાર્તાઓ, આકર્ષક અને મનોરંજક વાચન તરીકે, વખતેવખતે છાપતાં–'વાર્તાવારિધિ' તો વાર્તાઓ માટે જ હતું.

આવી વાર્તાઓમાં અદ્‌ભુત અને ચમત્કારી પ્રસંગોથી કથાના રસને વધારે રુચિકર અને આકર્ષક બનાવવા પ્રયત્ન થતા ગયા; હળવેહળવે કળાવિધાન પર પણ લક્ષ જતું ગયુ. 'સમાલોચક'માંની મુનશીની વાતો નવલિકાના સર્વ ગુણો ધરાવતી હતી; પણ છતાં 'નવલિકા' એવું સ્પષ્ટ નામ તો 'ધૂમકેતુ'ની કૃતિઓના પ્રગટ થવા સાથે જ પ્રચારમાં આવ્યું. નવલિકાના પહેલા લેખક તરીકે–જો ભાષાંતરની ગણતરી ન કરીએ, કે સાદી વાર્તાના સંગ્રહ ધ્યાનમાં ન લઈએ તો–મલયાનિલ ગણાવા જોઈએ. તેમની વાતોનો સંગ્રહ બહુ મોડો બહાર પડ્યો, તેમની વાર્તાઓ માસિકોમાં જ પડી રહી, અને વળી તે નાની ઉંમરમાં જ ગુજરી ગયા એટલે તે ભુલાઈ ગયા છેઃ ગુજરાતીમાં નવલિકાના પહેલા લેખક ન હોવા છતાં, નવલિકા-સાહિત્યના પ્રારંભ સાથે ધૂમકેતુ(જન્મ ઈ. સ. ૧૮૯૨)નું જ નામ જોડાઈ ગયું છે.

નવલિકાને સ્વતંત્ર સાહિત્ય તરીકે રજૂ કરનાર ધૂમકેતુ જ છે. માનવસ્વભાવમાં રહેલા જુદાજુદા કોમળ ભાવોનું નિરૂપણ ધૂમકેતુની વાતોમાં ઔચિત્યથી અને રસિકતાથી થયું છે. અમુક એક ભાવના, લાગણી કે કલ્પનાની વિવૃદ્ધિ અને વિકાસ કરવામાં કુદરત કેવી રીતે મદદરૂપ થાય છે, નિસર્ગપ્રાપ્ત વૃત્તિઓ મનને કેવી રીતે મંથનમાં નાખે છે, આપણને સાધારણ લાગતા અમુક બનાવ પાછળ કેવી મનોવૃત્તિ કામ કરી રહી હોય છે, વગેરેનું

નિરૂપણ કરવા વાર્તાપ્રસંગો ઉપસ્થિત કરી, ભાવનાનું સૂક્ષ્મ નિરીક્ષણ-પરીક્ષણ કરતા જઈ, વાર્તાનું ઘડતર ઘટતી મર્યાદામાં અને છતાં સંપૂર્ણ રીતે સફળ થાય તેવી દૃષ્ટિથી એવી કુશળતાથી કરે છે, કે ધૂમકેતુની નવલિકાઓ કળાકૃતિના સુંદર નમૂના બની રહી છે.

મુનશીની વાતો મનુષ્યસ્વભાવની મૂર્ખાઈ ભરેલી અહંતા, અઘટિત આત્મગૌરવ, છૂપી રહેલી અધમતા, વર્તનની હસવા લાયક વિચિત્રતાના જેવી અપૂર્ણતા અને ક્ષતિઓ બતાવી, કટાક્ષ અને મજાક માટે લખાયેલી માલૂમ પડે છે, ત્યારે ધૂમકેતુની વાતો ભાવરંગી વાતાવરણ ઊભું કરી, વાચકને ચિંતનપ્રેરક વિચારોમાં નાખે છે, કે આનંદકારક કલ્પનાવિહારોમાં રમાડે છે. મુનશીનાં પાત્રો ઘણે ભાગે શહેરી અને ભદ્ર લોકોમાંથી પસંદ કરાયેલાં છે; ધૂમકેતુની પાત્રપસંદગી વિશાળતર ક્ષેત્રમાંથી થઈ છે. ગ્રામજનતા, અર્ધશિક્ષિત કે અલ્પશિક્ષિત સમુદાય અને શહેરનિવાસી હોવા છતાં, ઊતરતી ગણાતી પાયરીમાં જીવન ગાળનારા લોકો—એ ધૂમકેતુનું પાત્રપસંદગીનું ક્ષેત્ર છે. આવું છતાં ધૂમકેતુનાં પાત્રોના સંસ્કાર અને તે પાત્રોનો ઉછેર તો શહેરી વાતાવરણનાં જ છે.

નવલિકાના બીજા સફળ લેખક રામનારાયણ પાઠકે (જન્મ ઈ. સ. ૧૮૮૭)-દ્વિરેફે-માનસશાસ્ત્રની ગૂંચો બતાવવા તથા તેનો ઉકેલ કરવાની મનુષ્યબુદ્ધિના પ્રયત્નોનું સ્વરૂપ સમજાવવા વાર્તાઓ લખી હોય એમ લાગે છે. પાત્રો ઘણે ભાગે શહેરી જનતા અને ભદ્ર લોકોમાંથી જ પસંદ કરાયાં છે; ગ્રામજનતામાંથી પાત્રો લેવાયાં છે ખરાં, પણ એ પાત્રો ઘણે ભાગે શહેરનિવાસી જ થઈ ગયાં છે-વાર્તાઓમાં ગામડાંનું વાતાવરણ કે વર્ણન ભાગ્યે જ માલૂમ પડે છે.

ગ્રામલોકો અને ગ્રામજીવનનો સીધો પરિચય પામી ગ્રામીણ વાતાવરણ ઊભું કરવામાં મેઘાણીએ સારી સફળતા મેળવી છે. મેઘાણીએ ત્રણચાર જુદાજુદા પ્રકારની નવલિકાઓ લખી છે. દુનિયામાં સિનેમાપટ પર રજૂ થયેલી કૃતિઓમાંથી ઉત્તમ કૃતિઓ પસંદ કરી, તે પરથી સર્વદેશીય સ્વરૂપવાળી કેટલીક સુંદર વાતો

ગુજરાતી વાચકોને આપી છે. ઇતિહાસમાં ડૂબકી મારી એ અતલ અને વિશાળ સાગરમાંથી કેટલીક રત્નકણિકાઓમાં જૂના સમયના રૂપરંગ આલેખી, શૌર્ય, પ્રેમ, કરુણા, ઉદારતા, આત્મત્યાગ, તેમ જ કૂડકપટ, હલકાઈ વગેરે માનવમાત્રમાં કેવા સ્વરૂપે માલૂમ પડે છે, એ બતાવનારી, ગ્રામજનતામાં માનવસુલભ ગુણાવગુણ કેવા વસી રહ્યા હોય છે, અને સંસાર અને સમાજમાં દ્વેષ–ક્લેશ અને સુખ–દુઃખ કેવી વિચિત્ર પરિસ્થિતિ ઉત્પન્ન કરે છે, એ બતાવનારી એમ વિવિધ પ્રકારની વાતો લખી છે. 'પ્રતિમા,' 'પલકારા,' 'ચિતાના અંગારા,' 'તેજછાયા' એ સંગ્રહો સારી પેઠે લોકપ્રિય બન્યા છે.

કાઠિયાવાડના ઇતિહાસનો આધાર લઈ ગુણવંત આચાર્યે કેટલીક રસભરી વાતો લખી છે, અને જીવનના વિવિધરંગી કોયડાના અનુભવ પરથી સ્ફુરી આવેલી કેટલીક નવલિકાઓ લીલાવતી મુનશીએ પણ લખી છે.

નવલિકાસાહિત્ય હમણાંહમણાં સારું ખેડાય છે. વાર્તા અને નવલિકાના લેખકો સારી સંખ્યામાં તૈયાર થતા આવે છે, તે સંતોષની વાત છે. પ્રારંભિકામાં બધાની નોંધ લઈ શકાય નહિ. એ સાહિત્ય ખૂબ સમૃદ્ધ થાય એ જરૂરનું છે અને સારું પણ છે. બીજા બધા સાહિત્ય કરતાં નવલિકાસાહિત્ય માટે મોહ અને માગણી વધારે રહે એ સ્વાભાવિક છે. વાર્તા વાંચવાનો શોખ સ્વાભાવિક છે; શહેરી ભદ્ર લોકોમાંની શિક્ષિત જનતાને માટે વખત ગાળવાના સાધન તરીકે વાર્તાઓ બહુ ઉપયોગી અને મદદરૂપ છે; અને તેથી વેચાણ પણ સારું થાય છે. પણ તેથી લોભાઈ, લોકોને વાર્તા દ્વારા મળતી આડકતરી કેળવણીની દરકાર ન કરી, ઓછી સમજવાળા વાચકોની પ્રસન્નતા અને પુસ્તકના ઉઠાવ તરફ જ ધ્યાન રાખી ગમે તેવી વાર્તાઓ લખવી, એ એક જાતનો દેશદ્રોહ છે, એ લેખકોએ સમજવાની ખાસ જરૂર છે.

કથારસ અને ભાવનિરૂપણની વાસ્તવિકતા ઉપરાંત વાર્તાલેખકે વિશિષ્ટ ઉપદેશ, જ્ઞાનપ્રચાર, અજ્ઞાનનું દૂરીકરણ, કે એવા કોઈ

ઉન્નત પ્રયોજનથી જ પ્રેરણા મેળવવી જોઈએ. દરેકે દરેક વાર્તા અમુક વિશિષ્ટ મંતવ્યને મૂર્ત કરવા કે અમુક વિશિષ્ટ પ્રસંગ કે વાતાવરણનો અનુભવ પ્રત્યક્ષ કરવા લખાવી જોઈએ. વાચકોને ચોક્કસ રીતના વિચારો કરવા પ્રેરણા મળે અને વાર્તા વાંચ્યા પછી વાચકના જ્ઞાનમાં અને મનોભાવમાં કલ્યાણકારી છાપ ચોંટેલી રહે, તો જ વાર્તાલેખકે પોતાની ફરજ યોગ્ય રીતે બજાવી કહેવાય, એવું માનનારા લેખકો જ ખરા સાહિત્યસર્જક કહી શકાય. રણજિતરામ (ઈ. સ. ૧૮૮૨–૧૯૧૭), રામમોહનરાય દેસાઈ (જન્મ ઈ. સ. ૧૮૭૩) વગેરે લેખકો આવા ઉદ્દેશથી જ પ્રેરાયેલા હતા. રણજિતરામે જો કે આઠ–દશ જ વાર્તાઓ લખી છે, છતાં દરેકે દરેક પાછળ રણજિતરામનાં મંતવ્ય અને વાચકોને શુભ માર્ગગામી કરવાની રણજિતરામની તમન્ના સ્પષ્ટ રીતે દેખાઈ આવે છે. 'આમદ અને રૂપાંદે,' 'દૌલત', 'માસ્તર નંદવદનરામ' વગેરે એકેએક વાતમાં રણજિતરામની ભાવના, રણજિતરામની કલ્પના, રણજિતરામની ગુજરાત માટેની ચિંતા વાચકો પર ઊંડી અસર કરી રહે છે. રામમોહનરાયની 'રસીલી વાર્તાઓ'માં જીવનના કેટલાક ગૂઢ પ્રશ્નોના ઉકેલની ચિંતા દેખાય છે.

વાર્તાલેખનમાં હળવેહળવે જુદાંજુદાં પ્રયોજનો સ્વીકારાતાં ગયાં છે. માત્ર કથારસથી વાચકોને મુગ્ધ કરી ઘડીક આનંદ આપવો, દુનિયાના જુદાજુદા અનુભવોથી વાકેફ કરવા વગેરે અનેક હેતુથી વાર્તાઓ અને નવલિકાઓ હમણાં લખાવા લાગી છે. ગુલાબદાસ બ્રોકરે વર્તમાનમાં જુવાનવર્ગની મનોદશા કેવી રીતે આકુળવ્યાકુળ થઈ રહી છે, તે બતાવવા તથા વ્યાપારી તરીકે વ્યવહારદક્ષતા તેમ જ વર્તનક્ષુદ્રતાના કેવાકેવા અનુભવ થાય છે, તે બતાવવા વાર્તાઓ લખી છે. ડૉ. પ્રાણજીવન મહેતાએ ડાક્ટરી ધંધાના અનુભવ પરથી થોડી વાતો લખી છે. આમ વાર્તાનું લખાણ હમણાંહમણાં ઠીક આકર્ષક બન્યું છે.

ખાસ વાર્તાતત્ત્વ જેમાં ન હોય, પરંતુ સ્વરૂપ પૂરતું જ

વાર્તારૂપ રાખી, હાસ્ય, વિનોદ, મજાક કે કટાક્ષ ખાતર નાનીમોટી વાતો કે પ્રસંગવર્ણન દ્વારા નર્મ હાસ્ય અને સ્થૂલ હાસ્ય જેમાં નિરૂપિત થયેલ હોય, એવું સાહિત્ય પણ હમણાં ઠીક લખાવા લાગ્યું છે.

આવા સાહિત્યની શરૂઆત રમણભાઈએ કરી એમ કહેવાય. 'હાસ્યમંદિર'માંના લેખોમાં અને નવી 'ઈસપનીતિ'માં નર્મ અને સ્થૂલ હાસ્યનું સાહિત્ય નાની–મોટી વાર્તા દ્વારા સરજાયું છે. હાસ્યમય પ્રસંગો ઉપસ્થિત કરવામાં ઘણે ભાગે વિરોધી સ્થિતિની અથડામણી, કે અસંભવિત વિચિત્રતાઓની કલ્પના, કે કુદરતે આપેલી નબળાઈથી માણસમાં દેખાઈ આવતી પક્કાઈ, કે લુચ્ચા, ખંધા, સ્વાર્થી માણસોનાં વર્તન–વિચારની ખૂબી–ખામીઓ; આવા આધાર ઉપરથી રમણભાઈ ઘણે ભાગે હાસ્યપ્રસંગોની પ્રેરણા મેળવે છે.

આથી ઊલટું, નિત્યજીવનના પ્રવાહમાં વહી રહેલી નર્મ હાસ્યની સરણિને પારખી કાઢી, તે દ્વારા નાર્મિક સાહિત્યનું સર્જન કરવાનું ધનસુખલાલ મહેતાએ શરૂ કર્યું હતું. તદ્દન સામાન્ય લાગતા પ્રસંગોમાં પણ કેવું નર્મ હાસ્યતત્ત્વ છુપાઈ રહેલું હોય છે, એ જોવા–સમજવાની દૃષ્ટિ ગુજરાતને જરા મોડેથી મળી, એટલે ધનસુખલાલની કદર બહુ મોડી થઈ. 'વાર્તાવિહાર,' 'વિનોદવિહાર,' 'ભૂતના ભડકા,' 'હું, સરલા ને મિત્રમંડળ' વગેરે સંગ્રહો જેમ-જેમ બહાર પડતા ગયા, તેમતેમ ધનસુખલાલની નર્મ હાસ્ય ઉત્પન્ન કરવા, સમજવા—સમજાવવાની શક્તિ જાણમાં આવવા લાગી.

ધનસુખલાલની પેઠે જ નિત્યજીવનમાંથી નર્મ હાસ્ય શોધી કાઢી વિનોદી સાહિત્ય રજૂ કરનારા બીજા લેખક છોટાલાલ ડાહ્યાભાઈ જાગીરદાર હતા. 'ફુઈબા,' 'ઊંધિયું' વગેરેમાં આપણા સમાજના માધ્યમિક વર્ગનાં જીવન આલેખવાના સારા પ્રયત્નો છે.

નર્મ હાસ્યના લેખોની પેઠે સ્થૂલ હાસ્યનું સર્જન પણ નાની-મોટી વાર્તા દ્વારા લખનારા ખંધડિયા, ઓલ્યા જોશી અને મસ્ત ફકીરે ગુજરાતનાં વિનોદી સાહિત્યમાં ઠીક ફાળો આપ્યો છે. ખંધડિયાની 'નવ નવી વાતો' અને 'દેવોને ખુલ્લા પત્ર'; મસ્ત ફકીરનો

'હાસ્યભંડાર', 'મુક્તહાસ્ય' વગેરે કૃતિઓ; ઓલ્યા જોશીનાં અખાડાનાં પુસ્તકો; આ પુસ્તકો નર્મ હાસ્યના સાહિત્યના અભ્યાસીએ અવશ્ય જોઈ જવાં જોઈએ.

આવાં વિનોદાત્મક લખાણોમાંથી સાહિત્યકૃતિ તરીકે તો રમણભાઈ અને ધનસુખલાલનાં લખાણમાંથી કોઈ કોઈ જ સ્વીકારાય તેવાં છે. સાહિત્યગુણવાળી નવલિકા ગણાય એવી તો વળી થોડી છે. રમણભાઈની 'ચિટ્ટી', 'આંજણી' તથા ધનસુખલાલની 'સાસુજી', 'બા', 'બીજવર' જેવી વાતો નવલિકા તરીકે અવશ્ય સત્કાર પામે. અતિસુખશંકર ત્રિવેદીકૃત 'નિવૃત્તિવિનોદ' અને 'સાહિત્યવિનોદ' પણ આ જાતની જ કૃતિઓ છે. નવલિકામાં અને નર્મ હાસ્યની વાર્તામાં તાત્ત્વિક ભેદ, ઉદ્દેશ અને કળામય વિધાનના પ્રકારનો છે. નર્મ હાસ્યની કોઈ કોઈ વાતમાં નવલિકા યોગ્ય કળાવિધાન આવી ગયું હોય, ત્યારે તેની ગણના નવલિકા તરીકે અવશ્ય કરી શકાય. નવલિકા તરીકે ગણાતા છતાં નર્મ હાસ્યનાં લખાણ શુદ્ધ સાહિત્યમાં સ્થાન પામે કે કેમ, એ એક પ્રશ્ન છે. નવલિકા–સાહિત્યની પેઠે, નર્મ–હાસ્ય-સાહિત્ય પણ હમણાંહમણાં સારો વિકાસ પામે છે અને લોકપ્રિયતા પણ મેળવે છે; એટલે શુદ્ધ સાહિત્યની મર્યાદાનું નિરાકરણ તો ભવિષ્યના સાહિત્યપરીક્ષકો માટે રાખવું એ જ યોગ્ય છે.

ધનસુખલાલ અને જાગીરદારની પેઠે સાધારણ જીવનવ્યવહારમાંથી પ્રસંગો ઉપસ્થિત કરેલા હોવા છતાં, રમણભાઈની પેઠે વિચિત્રતાના પાયા પર લેખ-ઈમારત ચણનારા, જ્યોતીન્દ્ર દવે વિચિત્ર સમજફેર, સ્વાભાવિક લાગે તેવો અર્થફેર, વક્રદૃષ્ટિ અને વક્રસમજથી કેવા ગોટાળા મચી રહે છે એ બતાવી, નર્મ હાસ્યના અને કોઈ કોઈ વખત સ્થૂલ હાસ્યના ઓઘ વર્ષાવનારા છે. તેમનાં 'નોંધપોથી' અને 'રંગતરંગ'નાં પુસ્તકો નર્મ હાસ્ય સાહિત્યમાં સારી ભાત પાડે છે. ધનસુખલાલ મહેતા અને જ્યોતીન્દ્ર દવેએ મળી 'અમે બધાં' નામની કૃતિમાં સુરતનાં મુખ્ય અને ગુજરાતીનાં સામાન્ય જીવન નાર્મિક રસથી આલેખી, નર્મ હાસ્યનાં પુસ્તકોમાં એક સારા પુસ્તકનો ઉમેરો કર્યો છે.

# પ્રકરણ ૯ : નાટક

સંસ્કૃત નાટકસાહિત્ય જગતના ઉત્તમ નાટકસાહિત્યમાં પણ ઊંચું સ્થાન પામે છે. સંસ્કૃત કવિઓમાં ઉત્તમોત્તમ ગણાતા એ-ત્રણ ગુજરાત-કાઠિયાવાડ પ્રદેશમાંથી થયા છે; છતાં ગુજરાતીઓ-માં નાટકસાહિત્યનો કાંઈ જ વિકાસ થયો નથી, એ આશ્ચર્યની વાત છે. બંગાળી અને મરાઠી ભાષામાં નાટકસાહિત્ય સારું ખેડાયું છે; પરંતુ ગુજરાતી ભાષા એ સદ્ભાગ્યથી વંચિત જ રહી છે.

જૂના કવિઓમાંથી માત્ર એકલા પ્રેમાનંદના નામ પર ત્રણ નાટકો ચડાવાયાં છે. તે પ્રેમાનંદનાં જ લખેલાં કે તેના સમયમાં લખાયેલાં હશે કે કેમ, એ શંકા હજી સુધી તો સમાધાન વગર જ ઊભી છે.

તે નાટકો સંસ્કૃત નાટકોની જ પદ્ધતિથી લખાયેલાં છે; તેમાં ગુજરાતીત્વ તો થોડું જ છે. તે પ્રેમાનંદનાં હોય કે ગમે તેનાં હોય; ઊંચી કોટિના સાહિત્યમાં ગણના પામે તેવાં તો તે નથી જ.

જૂના અને મધ્યયુગના સમયમાં નાટકસાહિત્ય સરજાયું હોય; તોપણ કશી જ માહિતી ઉપલબ્ધ નથી—નાટકોનો એક બગડેલો અવતાર મધ્યયુગમાં હતો એટલું જાણવામાં છે. ગ્રામલોકોને આનંદ અને વિનોદ આપનારી ભવાઈને નાટકના સંતાન તરીકે ગણીએ, તો તેને બહુ જ બગડેલું સંતાન કહેવું જોઈએ-બગડતાંબગડતાં એટલું હલકું થઈ ગયું હતું, કે તેનું નામ લેતાં પણ શરમાવું જોઈએ. એક બીજું કાંઈક સભ્ય સંતાન હતું રામલીલાને રૂપે-ધાર્મિક તહેવારોમાં, ધાર્મિક શ્રદ્ધાથી, કૃષ્ણના અને રામના જીવન પરથી લીલાઓ ભજવાતી-પણ ભવાઈ કે રામલીલા નાટકસાહિત્યમાં ગણના પામી શકે તેવાં તો નહોતાં જ.

અંગ્રેજી રાજ્ય પછી દેશમાં જે શાંતિ ફેલાઈ, તેને પરિણામે શહેરો સમૃદ્ધ થતાં ગયાં અને શહેરી જનતાને આનંદ-વિનોદનાં સાધનોની જરૂર લાગી. આવી જરૂરિયાતમાંથી શહેરોમાં નાટક ભજવવાની શરૂઆત થઈ. મુંબઈમાં તે શરૂઆત પારસીઓએ કરી –પહેલાં તો ઉર્દૂ-હિંદુસ્તાનીમાં ભજવાતાં, પણ હળવેહળવે ગુજરાતી ભાષામાં ભજવાવા લાગ્યાં. પારસી કંપનીઓ બીજાનાં લખેલાં નાટકો વેચાતાં લેતી. ગુજરાતીમાં લખનારાઓને આથી સારી તક મળતી. આવા લખનારાઓમાંથી એક વાર, બે-ત્રણેક લેખકો તે કંપની પાસે પોતાનું નાટક લઈને ગયા, પણ કંપનીએ તેની ઘટતી કદર ન કરી. લેખકોને તેથી ગુસ્સો ચડ્યો અને પોતાના નાટકની યોગ્યતા પુરવાર કરવા એક નાટક કંપની કાઢી, પારસી કંપનીવાળા પાસે ભૂલ કબૂલ કરાવવી એવો આગ્રહ તે લેખકોએ પકડ્યો. તે ઉપરથી તેઓ રણછોડભાઈ ઉદયરામ દવે પાસે ગયા અને વસ્તુસ્થિતિ સમજાવી તેમની મદદ માગી. રણછોડભાઈએ પૂરા ઉત્સાહથી મદદ કરી. 'ગુજરાતી નાટક કંપની' એવા નામથી એક નાટક કંપની બધાએ ભેગા મળી કાઢી. રણછોડભાઈ એ કંપનીને નાટકો લખી આપતા. આ કંપની આઠ-દશ વર્ષ ચાલી. તે ચલાવાય એવું ન રહ્યું, એટલે મૂળ લેખકોએ તે વેચી નાખી. પછી તે દયાશંકરે લીધી અને 'મુંબઈ ગુજરાતી નાટક કંપની' એવું નામ રાખ્યું. દયાશંકર બહુ લોકપ્રિય નટ તરીકે મુંબઈની જનતામાં સારી કીર્તિ ભોગવતા હતા. અમુક નાટકમાં દયાશંકર પાઠ ભજવવાના છે એમ જાહેર થાય, એટલે પ્રેક્ષકગણ મોટી સંખ્યામાં તે નાટક જોવા જતો. આ કીર્તિનો લાભ લઈ દયાશંકરે જૂની નાટક કંપની વેચાતી લીધી અને વર્ષો સુધી ચલાવી. દયાશંકર જુદાજુદા લેખકો પાસેથી નાટકો વેચાતાં લેતા અને એકાદ સારા કવિ-લેખકને તો હમેશાં કંપનીના કવિ તરીકે રાખતા. આ નાટકોમાં મુખ્ય ધ્યાન પ્રેક્ષકોની પ્રસન્નતા ઉપર જ રહેતું, એટલે નાટકોમાં સાહિત્યગુણ છે કે કેમ, એ ભાગ્યે જ જોવાતું. નાટકમાંથી

ધનપ્રાપ્તિ કરવી એ જ લક્ષ્ય હતું, એટલે તે પ્રેક્ષકપ્રિય થાય એ જ દૃષ્ટિ રહેતી. નાટકોનું કામ જનતાને રંજન કરી આડકતરી રીતે કેળવવાનું પણ છે, એ સમજ નાટકના લેખકોમાં કે માલેકોમાં હતી જ નહિ; છતાં મુંબઈની પ્રજાનો નાટકનો શોખ પૂરો કરવામાં 'મુંબઈ ગુજરાતી નાટક કંપની' એ બહુ જશ મેળવ્યો હતો. ભજવાતાં નાટકોમાં કોઈ કોઈ સારાં પણ હતાં—જો કે સાદ્યંત સારાં તો ભાગ્યે જ બે-ચાર ગણાય. 'અજબ કુમારી' નામનું એક નાટક સાદ્યંત સારું હશે ખરું. તે નાટકની અંદરનાં કાવ્યો તો એકેએક સુંદર કવિત્વવાળાં છે. શોકપરિણામી હોવાથી એ લોકપ્રિય બન્યું નહિ એટલે બહુ જ થોડું ભજવાતું. નાટકો આખાં તો છપાતાં નથી, એટલે સંવાદ વગેરે ગદ્ય ભાગ માટે સ્મૃતિ પર જ આધાર રાખવાનો રહે. 'અજબ કુમારી' માત્ર એક જ વાર અને તે પણ વર્ષો પહેલાં—લગભગ ઈ. સ. ૧૯૦૫ કે ૧૯૦૬ માં—જોયેલું હોઈ સ્મૃતિના સંસ્કાર ઝાંખા થઈ ગયા છે. સાહિત્યકૃતિ તરીકે પણ તે કદર કરવા લાયક હતું, એમ આછીઆછી સ્મૃતિ પરથી કહી શકાય છે. 'મુંબઈ ગુજરાતી કંપની'એ ભજવેલાં સંખ્યાબંધ નાટકોમાં કોઈ સંવાદ, કોઈ પાત્રચિત્ર, કોઈ ગીત સારાં હતાં; પરંતુ તેવાની કદર કરવા હમણાં સાધન નથી. ઈ. સ. ૧૯૦૮ સુધીનાં જુદાંજુદાં નાટકોમાં સારાં કવિત્વઅંશવાળાં સંગીતો 'સંગીતમંજરી' નામના એક× કાવ્યસંગ્રહમાં દાખલ કરવામાં આવ્યાં છે; પરંતુ અભ્યાસની દૃષ્ટિ કાંઈક ટૂંકી અને એકતરફી, મમત્વના પક્ષપાતવાળી કદરવૃત્તિ, જૂનાં લખાણો ભુલાય તો ભલે એવી પ્રકૃતિ વગેરે વગેરે કારણોથી, ગુજરાતી સાહિત્યમાં અનેક ઊણપો રહે છે. આ કારણથી નાટકો તરફ ઉદાસીનતા ચાલુ જ છે. 'મુંબઈ ગુજરાતી નાટક કંપની'નાં પણ કોઈ કોઈ નાટક અથવા તો તેમાંનાં કાવ્યો, સંવાદો કે પ્રસંગો ભૂતકાળના વિસ્મૃતિગર્ત-

× ગુજરાતીમાં લખાયેલાં સંગીતોમાંથી પસંદગી કરી, આ સંગ્રહ તૈયાર કરવામાં આવ્યો છે.

અંગ્રેજી રાજ્ય પછી દેશમાં જે શાંતિ ફેલાઈ, તેને પરિણામે શહેરો સમૃદ્ધ થતાં ગયાં અને શહેરી જનતાને આનંદ-વિનોદનાં સાધનોની જરૂર લાગી. આવી જરૂરિયાતમાંથી શહેરોમાં નાટક ભજવવાની શરૂઆત થઈ. મુંબઈમાં તે શરૂઆત પારસીઓએ કરી —પહેલાં તો ઉર્દૂ-હિંદુસ્તાનીમાં ભજવાતાં, પણ હળવેહળવે ગુજરાતી ભાષામાં ભજવાવા લાગ્યાં. પારસી કંપનીઓ બીજાનાં લખેલાં નાટકો વેચાતાં લેતી. ગુજરાતીમાં લખનારાઓને આથી સારી તક મળતી. આવા લખનારાઓમાંથી એક વાર, બે-ત્રણેક લેખકો તે કંપની પાસે પોતાનું નાટક લઈને ગયા, પણ કંપનીએ તેની ઘટતી કદર ન કરી. લેખકોને તેથી ગુસ્સો ચડ્યો અને પોતાના નાટકની યોગ્યતા પુરવાર કરવા એક નાટક કંપની કાઢી, પારસી કંપનીવાળા પાસે ભૂલ કબૂલ કરાવવી એવો આગ્રહ તે લેખકોએ પકડ્યો. તે ઉપરથી તેઓ રણછોડભાઈ ઉદયરામ દવે પાસે ગયા અને વસ્તુસ્થિતિ સમજાવી તેમની મદદ માગી. રણછોડભાઈએ પૂરા ઉત્સાહથી મદદ કરી. 'ગુજરાતી નાટક કંપની' એવા નામથી એક નાટક કંપની બધાએ ભેગા મળી કાઢી. રણછોડભાઈ એ કંપનીને નાટકો લખી આપતા. આ કંપની આઠ-દશ વર્ષ ચાલી. તે ચલાવાય એવું ન રહ્યું, એટલે મૂળ લેખકોએ તે વેચી નાખી. પછી તે દયાશંકરે લીધી અને 'મુંબઈ ગુજરાતી નાટક કંપની' એવું નામ રાખ્યું. દયાશંકર બહુ લોકપ્રિય નટ તરીકે મુંબઈની જનતામાં સારી કીર્તિ ભોગવતા હતા. અમુક નાટકમાં દયાશંકર પાઠ ભજવવાના છે એમ જાહેર થાય, એટલે પ્રેક્ષકગણ મોટી સંખ્યામાં તે નાટક જોવા જતો. આ કીર્તિનો લાભ લઈ દયાશંકરે જૂની નાટક કંપની વેચાતી લીધી અને વર્ષો સુધી ચલાવી. દયાશંકર જુદાજુદા લેખકો પાસેથી નાટકો વેચાતાં લેતા અને એકાદ સારા કવિ-લેખકને તો હમેશાં કંપનીના કવિ તરીકે રાખતા. આ નાટકોમાં મુખ્ય ધ્યાન પ્રેક્ષકોની પ્રસન્નતા ઉપર જ રહેતું, એટલે ાટકોમાં સાહિત્યગુણ છે કે કેમ, એ ભાગ્યે જ જોવાતું. નાટકમાંથી

ધનપ્રાપ્તિ કરવી એ જ લક્ષ્ય હતું, એટલે તે પ્રેક્ષકપ્રિય થાય એ જ દૃષ્ટિ રહેતી. નાટકોનું કામ જનતાને રંજન કરી આડકતરી રીતે કેળવવાનું પણ છે, એ સમજ નાટકના લેખકોમાં કે માલેકોમાં હતી જ નહિ; છતાં મુંબઈની પ્રજાનો નાટકનો શોખ પૂરો કરવામાં 'મુંબઈ ગુજરાતી નાટક કંપની' એ બહુ જશ મેળવ્યો હતો. ભજવાતાં નાટકોમાં કોઈ કોઈ સારાં પણ હતાં—જો કે સાદ્યંત સારાં તો ભાગ્યે જ બે-ચાર ગણાય. 'અજબ કુમારી' નામનું એક નાટક સાદ્યંત સારું હશે ખરું. તે નાટકની અંદરનાં કાવ્યો તો એકેએક સુંદર કવિત્વવાળાં છે. શોકપરિણામી હોવાથી એ લોકપ્રિય બન્યું નહિ એટલે બહુ જ થોડું ભજવાતું. નાટકો આખાં તો છપાતાં નથી, એટલે સંવાદ વગેરે ગદ્ય ભાગ માટે સ્મૃતિ પર જ આધાર રાખવાનો રહે. 'અજબ કુમારી' માત્ર એક જ વાર અને તે પણ વર્ષો પહેલાં—લગભગ ઈ. સ. ૧૯૦૫ કે ૧૯૦૬ માં—જોયેલું હોઈ સ્મૃતિના સંસ્કાર ઝાંખા થઈ ગયા છે. સાહિત્યકૃતિ તરીકે પણ તે કદર કરવા લાયક હતું, એમ આછીઆછી સ્મૃતિ પરથી કહી શકાય છે. 'મુંબઈ ગુજરાતી કંપની'એ ભજવેલાં સંખ્યાબંધ નાટકોમાં કોઈ સંવાદ, કોઈ પાત્રચિત્ર, કોઈ ગીત સારાં હતાં; પરંતુ તેવાની કદર કરવા હમણાં સાધન નથી. ઈ. સ. ૧૯૦૮ સુધીનાં જુદાંજુદાં નાટકોમાં સારાં કવિત્વઅંશવાળાં સંગીતો 'સંગીતમંજરી' નામના એક× કાવ્યસંગ્રહમાં દાખલ કરવામાં આવ્યાં છે; પરંતુ અભ્યાસની દૃષ્ટિ કાંઈક ટૂંકી અને એકતરફી, મમત્વના પક્ષપાતવાળી કદરવૃત્તિ, જૂનાં લખાણો ભુલાય તો ભલે એવી પ્રકૃતિ વગેરે વગેરે કારણોથી, ગુજરાતી સાહિત્યમાં અનેક ઊણપો રહે છે. આ કારણથી નાટકો તરફ ઉદાસીનતા ચાલુ જ છે. 'મુંબઈ ગુજરાતી નાટક કંપની'નાં પણ કોઈ કોઈ નાટક અથવા તો તેમાંનાં કાવ્યો, સંવાદો કે પ્રસંગો ભૂતકાળના વિસ્મૃતિગર્ત-

× ગુજરાતીમાં લખાયેલાં સંગીતોમાંથી પસંદગી કરી, આ સંગ્રહ તૈયાર કરવામાં આવ્યો છે.

માંથી બહાર કાઢવા લાયક તો અવશ્ય હશે. તે કંપનીનાં નાટકો-માંનું એક 'સૌભાગ્યસુંદરી' ઘણું જ લોકપ્રિય થયું હતું. તે નાટકના મૂળ લેખક નથુરામ સુંદરજી કવિ હતા: જો કે મૂળ કૃતિ પર સુધારા–વધારાના અનેક અખતરાઓ કરવામાં આવ્યા હતા, એમ અધિકારીઓ તરફથી કહેવામાં આવ્યું હતું.

'મુંબાઈ ગુજરાતી કંપની' કમાણી કરવામાં ફાવવા મંડી, એટલે નાટક કંપની કાઢવા તરફ બીજા લોકોનું વલણ થવા લાગ્યું. કેટલીક કંપનીઓએ કેટકેટલા ખેલો ભજવ્યા હશે, એ વિષે ઐતિહાસિક નોંધ તો કોઈએ કરી નથી. બે–ચાર–પાંચ ઠીક જાણીતી થઈ હતી, એટલે તે વિષે થોડી માહિતી આપી શકાય તેવું છે. 'મોરબી આર્યસુબોધ નાટક કંપની' મૂળજી આશારામે કાઢી હતી: માલિકના ભાઈ વાઘજી આશારામ (ઈ. સ. ૧૮૫૦–૧૮૯૭) તે કંપની માટે નાટકો લખતા હતા. તે કંપની કાઠિયાવાડમાં સારી કમાણી કરી શકી, એટલે હળવેહળવે ગુજરાત અને મુંબઈ પણ જવા લાગી. વાઘજીભાઈનાં લખેલાં નાટકોમાંથી કેટલાંક આખાં છપાયાં છે. લોકરંજન ઉપરાંત ખાસ વિશિષ્ટતાનો દાવો કરી શકે એવું એ નાટકોમાં કાંઈ નથી. વસ્તુસંયોજનમાં સારી આવડત હતી; લોકજીવનમાંથી ચૂંટી કાઢેલા નર્મ હાસ્યના કેટલાક સુંદર પ્રસંગો હતા; ઉદ્દેશ હમેશાં ઊંચો અને પવિત્ર; અને સમગ્ર વાતાવરણ સામાન્ય જનતાને ખુશ કરે તેવું હતું. નાટ્યઅભિનય તથા દશ્યોને આબેહૂબ બનાવવાની કળામાં પણ ઠીક સફળતા મેળવી હતી, એટલે તેનાં નાટકો સારી લોકપ્રિયતા મેળવી શક્યાં હતાં. એક કંપની સારી ચાલે એટલે દેખાદેખીએ બીજી પણ નીકળે, એ મનુષ્ય-સ્વભાવનું લક્ષણ છે. 'મોરબી નાટક કંપની' સારી ચાલવા મંડી એટલે વાંકાનેરનિવાસી બે ત્ર્યંબકભાઈઓએ પણ એ સાહસ ઉપાડ્યું. પ્રતાપ, શિવાજી, હલામણ જેઠવો વગેરે વીર ધીર પુરુષોનાં જીવન પરથી નાટકો ભજવવાની શરૂઆત કર્યા પછી, કેટલેક વખતે તે ભાઈઓને ભક્તજીવનને નાટકમાં બતાવવાનું સૂઝ્યું–નરસિંહ અને

મીરાં એ બે નાટકો ભજવ્યાં. તેમાંનું 'નરસિંહ મહેતા'નું નાટક તો લોકરુચિને એટલું બધું ગમી ગયું હતું, કે નાટકના નામને માટે પણ તિરસ્કાર બતાવનારા અને નાટકમાં કદી ન જનારા પણ 'નરસિંહ મહેતા'નું નાટક જોવા જતા. ગામડાંના લોકો, વૃદ્ધ સ્ત્રીઓ, ધર્મ પર શ્રદ્ધાવાળાં સ્ત્રી-પુરુષો નરસિંહ મહેતાનાં દર્શન કરવા ખાતર નાટક જોવા જતાં. વારંવાર પાઠ ભજવ્યા કરવાથી, નરસિંહ મહેતાનો પાઠ ભજવનાર ત્રંબકલાલને એટલી બધી અસર થઈ ગઈ, કે જતે દહાડે તે નરસિંહ મહેતારૂપ જ થઈ ગયો-નાટક છોડી પોતે ભક્તજીવનમાં જ તન્મય થઈ ગયો.

'સૌભાગ્યસુંદરી'ના લેખક નથુરામ સુંદરજી કવિએ (ઈ. સ. ૧૮૬૨-૧૯૨૩) પણ એક નાટક કંપની કાઢી હતી. નાટકો પોતે જ લખતા. તે કવિ હતા, હિંદી, વ્રજભાષા અને સાહિત્યના સારા અભ્યાસી હતા; કાઠિયાવાડમાં બે-ત્રણ રાજ્યોના રાજકવિ પણ હતા. તેમની કવિતા દલપતચરણની હતી એટલે સામાન્ય વાચકોમાં સારો પ્રચાર પામતી. નાટકોમાંનાં ગીતોમાં કવિત્વ સારા પ્રમાણમાં છે. તેમનાં નાટકોમાં પાત્રો વધારેપડતાં આવતાં, પણ પાત્રનિરૂપણ, વસ્તુસંકલના, લાગણીઓનું આલેખન અને ભાષામાં ચમત્કાદિનો ઉપયોગ વગેરેમાં ઈશ્વરદત્ત બક્ષિસને લીધે સારી કુશળતા હતી. 'કુમુદચંદ્ર,' 'લાલખાંની લુચ્ચાઈ,' 'રાજયોગી,' 'માધવાનળ,' 'કબીરવિજય' વગેરે નાટકો પ્રેક્ષકપ્રિય બન્યાં હતાં-તેમાંનાં કોઈ કોઈમાં સંવાદમાં અને ગીતોમાં સાહિત્યગુણ સારા પ્રમાણમાં આવેલા છે.

નથુરામ સુંદરજીનાં નાટકો કરતાં વધારે જાણીતાં, વધારે લોકપ્રિય અને એકંદરે સાહિત્યગુણમાં ચડિયાતાં નાટકો ડાહ્યાભાઈ ધોળશાજીએ લખ્યાં અને ભજવાવ્યાં છે. ડાહ્યાભાઈ (ઈ. સ. ૧૮૬૭-૧૯૧૨) નવી કેળવણીના સંસ્કાર પામ્યા હતા અને તેમણે જાતે શિક્ષક તરીકેનો ધંધો સ્વીકાર્યો હતો. તેમને જૈન સિદ્ધાંતમાં ખૂબ શ્રદ્ધા હતી. નાટક કંપનીઓનું વાતાવરણ સુધારવાના હેતુથી તેમણે

નાટકનો ધંધો ગ્રહણ કર્યો હતો. તેમનાં નાટકોમાં, વસ્તુઓમાં એક જાતની એકતાનતા આવતી હતી, છતાં વિગતોમાં વૈવિધ્ય હતું; પાત્રવિકાસ અને પાત્રાલેખનમાં કળામય કુશળતા હતી અને લોકરંજનની પણ સારી આવડત હતી; એટલે તેમનાં બધાં નાટકો પ્રેક્ષકપ્રિય બન્યાં હતાં; ગીતોમાંથી કેટલાંક સારી સાહિત્યકૃતિ તરીકે ગણના પામે તેવાં હતાં. ડાહ્યાભાઈવાળી કંપનીએ દશાની ચક્રગતિનો અનુભવ ખૂબ મેળવ્યો છે—સારાંસારાં નાટકો ભજવવાની તેની પ્રતિષ્ઠા હમણાં પણ ટકી રહી છે. ચાલુ એટલે ૧૯૪૨ની સાલમાં, પ્રભુરામ દ્વિવેદી નામના તે કંપનીના કવિલેખક 'વડીલોને વાંકે' નામના નાટકથી ખૂબ જાણીતા થયા છે. પ્રભુરામ દ્વિવેદીનાં બીજાં પણ ત્રણ-ચાર નાટકો પ્રેક્ષકોમાં સારી પ્રશંસા પામ્યાં છે.

નાટક કંપની ભજવી શકે તેવાં નાટકો લખવા સાક્ષરો અને વિદ્વાનોએ પ્રયત્નો કર્યા છે, પણ તેમાં જશ મેળવવા કોઈક જ ભાગ્યશાળી થયા છે. મણિલાલ નભુભાઈએ 'મુંબઈ ગુજરાતી નાટક કંપની' માટે એક નાટક લખ્યું હતું—ઘણુ કરી 'નરસિંહાવતાર' એવું નામ હતું, પણ પ્રેક્ષકોને તે ગમ્યું નહોતું. રણછોડભાઈ ઉદયરામનાં કેટલાંક નાટકો પહેલાં ભજવાતાં હતાં, પણ થોડા જ વખતમાં જમાનો ફરી ગયો. રણછોડભાઈનાં નાટકોમાંથી એક 'લલિતા-દુઃખદર્શક' સારી લોકપ્રિયતા મેળવી શક્યું હતુ.

પછીના જમાનામાં નૃસિંહપ્રસાદ વિભાકરે નાટકો લખવા માંડ્યાં હતાં. બે-ત્રણેક પાંચ-પંદર વાર ભજવાયાં હશે; પરંતુ તે પ્રવૃત્તિ વધુ વાર ટકાવી શક્યા નહોતા. પછી ગજેન્દ્રશંકર પંડ્યા નાટક લખવાની પ્રવૃત્તિમાં પડ્યા હતા, પણ ત્રણ-ચારેકથી વધારે લખી શક્યા નથી. તેમનાં નાટકો તો બીજા સામાન્ય લેખકોનાં નાટકો જેવાં જ હતાં—એમ. એ. સુધીના અભ્યાસનાં અને સંસ્કૃતના ઊંચા જ્ઞાનનાં ખાસ ફળ આ નાટ્યકૃતિઓને કાંઈ જ મળી શક્યાં લાગતાં નથી.

ભજવાતાં નાટકોની સ્થિતિનો ઉપર જે સંક્ષિપ્ત પરિચય

આપ્યો છે, તે પરથી જાણી શકાશે, કે સાચું કવિત્વ કે શુદ્ધ સાહિત્યગુણ કોઈકમાં જ માલૂમ પડે છે. થોડા સારા અંશો હોય તોપણ આખાં છપાય નહિ, એટલે વાચન–અધ્યયન માટે અવકાશ જ ન રહે. ભજવાતાં નાટકો સાધારણ રીતે એવાં ક્ષુલ્લક હોય છે, કે શિષ્ટ લોકોમાં તે માટે ઘૃણા જ ઘર કરી રહી છે. તેવાં નાટકોમાં સત્ત્વાંશ ઘણો નજીવો હોવાથી, સાહિત્યદૃષ્ટિએ ચર્ચા કે સમાલોચના ભાગ્યે જ થયેલ છે.

નાટક, સાહિત્યનું એક આવશ્યક અને આકર્ષક અંગ છે, એ તો કોઈ દિવસ વિસરાયું નથી. સાહિત્યસેવકોએ નાટક લખવાની પ્રવૃત્તિ વિસારી નથી. નવીન પ્રકાશનાં કિરણો પડયાં ત્યારથી જ, ભજવાતાં નાટકોની શરૂઆત થઈ ત્યારથી જ, સાહિત્યસર્જકોએ નાટકો પણ લખવા માંડ્યાં છે. નર્મદાશંકર, દલપતરામ, નવલરામ–ત્રણેએ નાટકો લખ્યાં છે. નર્મદાશંકરનાં તો બધાં વિસરાઈ ગયાં છે. દલપતરામનું 'મિથ્યાભિમાન' નાટક કાંઈ ખાસ ગુણવાળું તો નથી જ, પણ જીવરામ ભટ્ટ ગુજરાતમાં એટલા બધા જાણીતા થઈ ગયા છે, કે મિથ્યાભિમાન શબ્દના પર્યાય તરીકે તે ગુજરાતીમાં વપરાય છે. કટાક્ષપાત્રના સફળ સર્જનથી તે નાટક યાદ રહે છે. નવલરામનું 'ભટનું ભોપાળું' ઘડીક ગંમત આપે તેવી કૃતિ છે–હાસ્યોત્પાદક અને સુવાચ્ય હોઈ આનંદ આપે તેવું તો છે, પણ સાહિત્યકૃતિ તરીકે તો ભાગ્યે જ સ્વીકારાય. બીજું 'વીરમતી' નાટક અભ્યાસ કરવા લાયક અને નાટ્યકૃતિ તરીકે સફળ કહી શકાય–ભજવવા લાયક તો ભાગ્યે જ કહેવાય, પણ વાંચવા લાયક નાટક તો અવશ્ય ગણી શકાય. પાત્રનિરૂપણ, જ્ઞાનચર્ચા, સંવાદ-કુશળતા અને ભાવોનાં આલેખનમાં સારી સફળતા મેળવી છે, જો કે તે નાટકમાં ખાસ આકર્ષકતા કે મોહ પમાડે તેવી રસિકતા તો નથી.

પછીના જમાનામાં થયેલા વિદ્વાન સાક્ષરોએ પણ નાટકો લખ્યાં તો છે. ભાષાંતર તરફ જરાક વધારે પ્રવૃત્તિ થઈ છે એ ખરું છે, તોપણ સ્વતંત્ર કૃતિ માટે પણ પ્રયાસો તો થયા છે જ. મણિ-

લાલ નભુભાઈએ 'માલતી માધવ' અને 'ઉત્તરરામચરિત'નાં ભાષાંતર કર્યાં છે—'ઉત્તરરામચરિત' નો એવું સુંદર થયું છે, કે સ્વતંત્ર કૃતિ જેવું જ તે લાગી જાય. 'કાન્તા' નાટક એ તેમની સ્વતંત્ર કૃતિ છે. ગુજરાતીમાં નાટકોનો લગભગ અત્યંતાભાવ હોવાથી, ઘણાકાળ સુધી 'કાન્તા' સારી પ્રશંસા મેળવી રહ્યું હતું. હરિલાલ હર્ષદરાય ધ્રુવ, બાલાશંકર ઉલ્લાસરામ, દોલતરામ કૃપારામ અને બીજા લેખકોએ પણ નાટકો લખ્યાં છે, પણ નિભાવી રાખવા જેટલી લાયકાતવાળાં કોઈ જ નીવડ્યાં નથી.

સંસ્કૃતમાંથી ભાષાંતરરૂપે ઘણાં નાટકો ગુજરાતીમાં લખાયાં છે. ભવભૂતિનાં બેનાં ભાષાંતર મણિલાલ નભુભાઈએ કર્યાં છે, એ ઉપર કહેવાઈ ગયું. શૂદ્રકના 'મૃચ્છકટિક'નું ભાષાંતર બાલાશંકર કંથારિયાએ કર્યું છે. તે ભાષાંતર સુવાચ્ય, રસભર્યું અને સફળ છાપ પાડનારું હોવા છતાં, બજારમાં ચાલુ ન હોવાને કારણે ભુલાઈ જવાયું છે. કાલિદાસનાં, ભાસનાં અને શ્રીહર્ષનાં તો લગભગ બધાંનાં અને બીજાં પણ કેટલાંકનાં ભાષાંતર થઈ ચૂક્યાં છે. ભાષાંતરમાં સારામાં સારો યશ કેશવલાલ હર્ષદરાય ધ્રુવે મેળવ્યો છે.

કાલિદાસના સારામાં સારા નાટક 'શાકુંતલ'નો ભાષાવતાર કરવામાં પૂરી સફળતા કોઈને મળી નથી. પ્રયત્નો ઘણા થયા છે, પણ કાલિદાસત્વ તો કોઈ ઉતારી શક્યું નથી. શબ્દાર્થ અને ભાવાર્થ ઝીલવાના પ્રયત્નમાં કાંઈક અંશે ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક અને સંપૂર્ણ અંશે બળવંતરાય કલ્યાણરાય ઠાકોર ફાવ્યા છે—ભાવ અને કવિત્વને ગુજરાતીમાં પ્રતિબિંબિત કરવામાં મનઃસુખલાલ ઝવેરી સારી સફળતા મેળવી શક્યા છે. એકદમ અને એકલી સરળતા જોઈએ તો પહેલા જ ભાષાંતરકાર દલપતરાય ખખ્ખરમાં છે. આ લેખકો ઉપરાંત પણ મગનભાઈ ચતુરભાઈ પટેલ, ન્હાનાલાલ કવિ વગેરેએ 'શાકુંતલ'ને ગુજરાતીમાં લખવા શ્રમ લીધો છે, પણ છતાં 'તલ' હજી સુધી સફળ ભાષાંતર વિનાનું જ રહ્યું છે.

'મુદ્રારાક્ષસ,' 'મૃચ્છકટિક,' 'વેણીસંહાર' અને બીજાં પણ સારાં-સારાં સંસ્કૃત નાટકો ગુજરાતીમાં ઊતરી ચૂક્યાં છે. ઉપર સૂચવ્યું છે તેમ સંસ્કૃતમાંથી ભાષાંતર કરવામાં કેશવલાલ હર્ષદરાય ધ્રુવનો ફાળો સૌથી મોટો છે. તેમણે ભાષાંતરોને એવું સુંદર ગુજરાતી સ્વરૂપ આપ્યું છે, કે 'સાચું સ્વપ્ન,' 'પરાક્રમની પ્રસાદી,' 'વિન્ધ્યવનની કન્યકા' વગેરેના મૂળ લેખકનો આપણને સરસ પરિચય થાય છે, કૃતિ માટે માન ઉત્પન્ન થાય છે અને મૂળ લેખક અને ભાષાંતરકાર જે રસલહાણ આપે છે, તે માટે અત્યંત પ્રસન્નતા પ્રાપ્ત થાય છે. ભાષાંતરકારમાં પણ સર્જકશક્તિ હોવી જોઇએ, કવિત્વ હોવું જોઇએ, નૈસર્ગિક સાહિત્યગુણ હોવો જોઈએ, એ આપણને કેશવલાલ ધ્રુવનાં ભાષાંતરોથી સમજવામાં આવે છે.

સંસ્કૃત ભાષામાં લખાયેલાં નાટકો ગુજરાતીમાં ઉતારવામાં સ્વાભાવિક સરળતા હોવાથી, સંસ્કૃતમાંથી નાટકોનાં ભાષાંતર સારા પ્રમાણમાં થયાં છે. અંગ્રેજી ભાષાનો સંગીન અભ્યાસ હોવા છતાં, અંગ્રેજી નાટકોમાંથી સારાં ભાષાંતર હજી સુધી થઈ શક્યાં નથી; અંગ્રેજીમાંથી જ ન થયાં હોય, એટલે પછી ફ્રેન્ચ, જર્મન કે બીજી યુરોપીય ભાષામાંથી સીધાં ભાષાંતરોની તો આશા જ કેમ રખાય? જો કે તેમાં એક અપવાદ છે. ઈશ્વરભાઈ પટેલે જર્મન ભાષામાંથી 'વિલ્હેમ' નામના નાટકનું સીધું ભાષાંતર કર્યું છે.

હિંદુસ્થાનની ઇતર ભાષાઓમાંથી મરાઠી, બંગાળી અને હિંદીમાંથી ભાષાંતરો થયાં છે. બંગાળીમાંથી મેઘાણીએ કરેલાં 'શાહજહાં' અને 'પ્રતાપરાણો'-એ બે ખાસ નોંધવા લાયક છે. સ્વતંત્ર કૃતિ જેવાં જ તે સુંદર અને આકર્ષક છે. 'શાહજહાં' અને 'પ્રતાપ-રાણો'ના બંગાળી લેખક દ્વિજેન્દ્રલાલ રૉયનાં બીજાં નાટકોનાં પણ ભાષાંતર થયાં છે અને રવીન્દ્રનાથ ટાગોરનાં નાટકો પણ ગુજરાતીમાં ઉતારાયાં છે. ટાગોરનું 'ચિત્રા' નાટક મહાદેવ હરિભાઈએ (૧૮૯૨-૧૯૪૨) 'ચિત્રાંગદા' એ નામથી ગુજરાતીમાં ઉતાર્યું છે. 'ચિત્રાંગદા' મેઘાણીનાં 'પ્રતાપરાણો' અને 'શાહજહાં'-

ની પેઠે સફળ અને સુંદર સાહિત્યકૃતિ છે.

ભાષાંતરોમાં કોઈકોઈ કૃતિ ઘણીજ સરસ હોવા છતાં ગુજરાતી નાટકસાહિત્યની સ્થિતિ હજી સુધી તો અસંતોષ આપનારી જ છે. સ્વતંત્ર કૃતિઓ ઘણી થોડી છે. મણિલાલ નભુભાઈનો 'કાન્તા' પછી રમણભાઈનું 'રાઈનો પર્વત' અને ન્હાનાલાલનું 'જયાજયંત' એ બે કૃતિઓ હજી સુધીના આપણા નાટકસાહિત્યમાં સારામાં સારી છે; તેમાં પણ ખરા અને સર્વાંગસુંદર નાટક તરીકે તો 'રાઈનો પર્વત' જ છે. 'જયાજયંત'માં તેજસ્વી કલ્પના, ઉન્નત આદર્શ, આશ્ચર્યકારક મનોનિગ્રહ, અપાર્થિવ વાતાવરણ, સુંદર પાત્રો અને પ્રશંસનીય કલાવિધાન હોવા છતાં, તેને આદર્શ નાટક તો ભાગ્યે જ કહી શકાય. નાટ્યાંશોથી ભરેલું હોવા છતાં, તેને નાટકના કરતાં વિશિષ્ટ પ્રકારનું કાવ્ય જ ગણવું જોઈએ. પ્રવેશો છે, નાટકને યોગ્ય પ્રસંગો છે, નાટકમાં હોવી જોઈએ તેવી ક્રિયાઓ પણ છે; ભાષા, પાત્રવિકાસ, સંવાદો—એ બધાં સુંદર હોવા છતાં, તે બધાંમાં સાચા નાટકનું તત્ત્વ જણાતું નથી. ન્હાનાલાલે બીજાં પણ નાટકો લખ્યાં છે. 'વિશ્વગીતા,' 'અકબરશાહ,' 'નૂરજહાં,' 'સંઘમિત્રા' વગેરે—એ બધી સુંદર કૃતિઓ છે, સાહિત્યકૃતિ તરીકે ગુણગૌરવશાળી છે; કોઈ કોઈની ઉત્તમતા સર્વમાન્ય થઈ ચૂકી છે; છતાં નાટકસાહિત્યમાં તે કૃતિઓ વધારો કરે તેવી નથી.

'રાઈનો પર્વત' એ નાટક તરીકે સર્વ રીતે સફળ કૃતિ છે. ગુજરાતીમાં સારામાં સારી સ્વતંત્ર કૃતિ તરીકે તો એ એકલું જ ગણાવી શકાય. બળવંતરાય ઠાકોરકૃત 'ઊગતી જુવાની' સારો અખતરો હોવા છતાં, સર્વાંગસુંદર નાટક બની શક્યું નથી. મુનશીનાં નાટકો પણ આપણા નાટકસાહિત્યમાં વધારો કરનારાં નથી.

નાટકલેખક તરીકે જે જે ગુણો જોઇએ તે, આપવામાં કુદરત જ કૃપાવર્ષી બની નથી. નાટક લખવાનો મોહ ઘણા લેખકોને ...ય છે અને તેથી ગુજરાતીમાં નાટકો લખાયાં છે; જો કે સંખ્યા-

પ્રમાણ બહુ મોટું તો ન કહેવાય. નાટકો ભૂતકાળમાં લખાયા છે, હમણાં પણ લખાય છે અને ભવિષ્યમાં પણ લખાશે કાલિદાસ, ભવભૂતિ, શેક્સપિયર કે દ્વિજેન્દ્રલાલ રોય તો કુદરતની કૃપા થશે ત્યારે જ ગુજરાતમાં અવતરશે. ત્યાં સુધી તો જેવા લેખકો મળે તેવાને વધાવી લેવા એ જ આપણું કર્તવ્ય.

એવા વધાવવા લાયક પ્રયત્નો પણ થયા છે-થાય છે, એટલી સતોષની વાત છે. ચંદ્રવદન મહેતાકૃત 'આગગાડી' એ સાચી કૃતિ તરીકે સ્વીકારાય એવું નાટક છે. ચંદ્રવદન મહેતા એ (જન્મ ઈ. સ. ૧૯૦૧) બીજાં નાટકો પણ લખ્યાં છે અને ઇતર લેખકો પણ નાટકો લખી રહ્યા છે. કેટલાંક એકાંકી નાટકો પણ લખાયા છે—એકાંકી નાટકો તો નાટક કરતાં સંવાદરૂપ નવલિકાઓ હોય તેવાં લાગે છે. નાટક-તત્ત્વનું રહસ્ય સમજાવનારી ચર્ચા ઉપસ્થિત કરી, નાટકોનાં આવશ્યક અંગ અને અંશ વિષે નિર્ણય કરનારા લેખોની ગુજરાતીમાં ખાસ જરૂર છે. આવા સાહિત્યના ઉત્પાદન માટે ઘટતી પ્રવૃત્તિ જલદી જ થવી જોઈએ, એ પ્રારંભિકાના વાચકોએ ખાસ લક્ષમાં રાખવાનું છે.

## પ્રકરણ ૧૦ : વ્યાપક સાહિત્ય

સાહિત્યકૃતિઓમાં સત્ત્વભેદને લીધે ભિન્ન ભિન્ન શ્રેણી પડી જાય છે. કેટલીક કૃતિઓ સત્ત્વની ઉચ્ચતાને લીધે ધવલગિરિ જેવી બની રહે છે. ત્યાં સુધી પહોંચનારા પ્રવાસી બહુ વિરલ હોય છે. ગોવર્ધનરામનું 'સાક્ષરજીવન' અને 'સરસ્વતીચંદ્ર'માંનાં કેટલાંક પ્રકરણો, મણિલાલ નભુભાઈનું 'સિદ્ધાંતસાર', આનંદશંકર ધ્રુવનું 'આપણો ધર્મ', ન્હાનાલાલનું 'વિશ્વગીતા', તેમ જ 'સત્યાગ્રહની મર્યાદા', 'કાદમ્બરી' વગેરે ઉચ્ચ સાહિત્ય સર્વની પૂજા પામે છે; પરંતુ તેને સમજી, તેમાંના સાહિત્યાનંદનો આસ્વાદ લેનાર ઘણા થોડા નીકળે છે. કેટલુંક સાહિત્ય, વળી, ધવલગિરિ જેવું એકલું અટૂલું નથી રહેતું; છતાં ગંગોત્રી, જમ્નોત્રી, બદ્રીકેદાર, દાર્જીલીંગ, મહાબળેશ્વર કે ઉત્તાકામંડ જેવાં વિરલ સ્થાનોના જેવું વિરલ પ્રવાસીઓથી જ સેવાય છે. 'સરસ્વતીચંદ્ર,' ન્હાનાલાલની કેટલીક કૃતિઓ, બળવંતરાય ઠાકોરનું 'ભણકાર,' અખાની 'અખેગીતા' અને વેદાંતવિષયક લખાણો વગેરે જેવું સાહિત્ય, પાર્થિવ ભાવોથી પર લઈ જઈ, દિવ્યદર્શન કરાવનારું અને ઊંચો આનંદ આપનારું હોઈ, બધા વખાણે છે, પણ પ્રમાણમાં થોડા વાંચે છે. મુનશી તથા રમણલાલની નવલકથાઓ, ધૂમકેતુ–દ્વિરેફની નવલિકાઓ, ખબરદાર, બોટાદકર, નરસિંહરાવ વગેરેનાં કાવ્યો અને વ્યક્તિ–વ્યક્તિના ખાસ શોખ અનુસાર નિબંધિકાઓ, સાહિત્યચર્ચાના લેખો, અવલોકનો વગેરે સાહિત્યના વાંચનારા પુષ્કળ હોય છે. 'સરસ્વતીચંદ્ર' જેવું શિષ્ટ સાહિત્ય અને નવલિકા, નવલકથા, કાવ્ય, સાહિત્યચર્ચા વગેરે જેવું સુદર સાહિત્ય સમાજના સુશિક્ષિત સમુદાયમાં સારો પ્રચાર પામે છે.

પરંતુ આવા સાહિત્ય ઉપરાંત બીજું એવું કેટલુંક સાહિત્ય પણ હોય છે, કે જે સમાજના ઊંચા-નીચા, શિક્ષિત-અશિક્ષિત સમુદાયમાં પ્રચાર પામે છે; આખા દેશમાં લોકધનની પેઠે સર્વત્ર ફેલાય છે. નરસિંહ-મીરાંનાં કાવ્યો, પ્રેમાનંદનાં 'દશમસ્કંધ,' 'મામેરું,' 'નળાખ્યાન' વગેરે લોકપ્રિય આખ્યાનો, અખાના છપ્પા, દયારામની ગરબીઓ, પ્રીતમદાસનાં પદો, ધીરા-ભોજાની કાફી અને ચાબખા, દલપતરામનાં કેટલાંક કાવ્યો, નવલરામની 'ગરબાવળી' વગેરે સાહિત્ય ગામડાંમાં અભણવર્ગમાં પણ વ્યાપી રહેલું માલૂમ પડે છે; છતાં એ સાહિત્ય 'શેરિયાં સાહિત્ય'થી તો અવશ્ય જુદા પ્રકારનું છે. 'મણિકાન્ત કાવ્યમાળા'માંનાં કાવ્યો કે નાટક-સિનેમામાંનાં ગીતો, જે પ્રતિનું શેરિયું સાહિત્ય છે, તેના કરતાં ભજન, કીર્તન, આખ્યાન, પ્રભાતિયાં કે ગરબી-ચાબખાનું સાહિત્ય અવશ્ય ઊંચી પ્રતિનું છે. આવું સાહિત્ય સમાજના બધા થરોમાં સરખી રીતે વ્યાપક બને છે; સાહિત્ય તરીકેની પ્રતિષ્ઠા સાચવી રાખી, લોકોને પ્રેરણા, સદુપદેશ અને સન્માર્ગ બતાવવામાં બહુ ઉપયોગી બને છે. સકળ જનસમુદાયમાં વ્યાપવાની શક્તિ હોવાથી, આવા સાહિત્યને **વ્યાપક સાહિત્ય** તરીકે અહીં ઓળખાવવામાં આવ્યું છે.

આવું વ્યાપક સાહિત્ય ઉત્પન્ન કરવાની શક્તિ જૂના કવિઓમાંથી કોઈકોઈમાં ખાસ ઊંચા પ્રકારની હતી. નવા લેખકોમાંથી નવલરામ અને દલપતરામનાં લખાણોમાં વ્યાપક બનવાની યોગ્યતા ખૂબ છે. સંસ્કૃત-અંગ્રેજીના અભ્યાસમાં વધારે પ્રગતિ થતાં વિદ્વાનો અને સાહિત્યસર્જકોનાં દૃષ્ટિબિંદુ નિરનિરાળી વિકૃતિને વશ થવા લાગ્યાં. સાહિત્યનો અભ્યાસ સમાજની ઊંચી કોટિના જ ભાગ્યમાં લખાયેલો લાગ્યો. સાહિત્યસર્જકો પણ બુદ્ધિ અને કલ્પનાના ઊંચા પ્રદેશોમાં વિહાર કરવાના શોખીન થતા ગયા. પરિણામ એવું આવ્યું, કે સાહિત્યના અભ્યાસીઓ અને ઉચ્ચ સાહિત્યના સર્જકો વિશાળ જનસમાજથી અલગ પડવા લાગ્યા. ભોગીન્દ્રરાવ દિવેટિયા જેવાનાં લખાણો, વચ્ચેના મોટા ગાળાને પૂરવા, પુલ જેવાં

# પ્રકરણ ૧૦ : વ્યાપક સાહિત્ય

સાહિત્યકૃતિઓમાં સત્ત્વભેદને લીધે ભિન્ન ભિન્ન શ્રેણી પડી જાય છે. કેટલીક કૃતિઓ સત્ત્વની ઉચ્ચતાને લીધે ધવલગિરિ જેવી બની રહે છે. ત્યાં સુધી પહોંચનારા પ્રવાસી બહુ વિરલ હોય છે. ગોવર્ધનરામનું 'સાક્ષરજીવન' અને 'સરસ્વતીચંદ્ર'માંનાં કેટલાંક પ્રકરણો, મણિલાલ નભુભાઈનું 'સિદ્ધાંતસાર', આનંદશંકર ધ્રુવનું 'આપણો ધર્મ', ન્હાનાલાલનું 'વિશ્વગીતા', તેમ જ 'સત્યાગ્રહની મર્યાદા', 'કાદમ્બરી' વગેરે ઉચ્ચ સાહિત્ય સર્વની પૂજા પામે છે; પરંતુ તેને સમજી, તેમાંના સાહિત્યાનંદનો આસ્વાદ લેનાર ઘણા થોડા નીકળે છે. કેટલુંક સાહિત્ય, વળી, ધવલગિરિ જેવું એકલું અટૂલું નથી રહેતું; છતાં ગંગોત્રી, જન્મોત્રી, બદ્રીકેદાર, દાર્જીલીંગ, મહાબળેશ્વર કે ઉત્તાકામંડ જેવાં વિરલ સ્થાનોના જેવું વિરલ પ્રવાસીઓથી જ સેવાય છે. 'સરસ્વતીચંદ્ર,' ન્હાનાલાલની કેટલીક કૃતિઓ, બળવંતરાય ઠાકોરનું 'ભણકાર,' અખાની 'અખેગીતા' અને વેદાંતવિષયક લખાણો વગેરે જેવું સાહિત્ય, પાર્થિવ ભાવોથી પર લઈ જઈ, દિવ્યદર્શન કરાવનારું અને ઊંચો આનંદ આપનારું હોઈ, બધા વખાણે છે, પણ પ્રમાણમાં થોડા વાંચે છે. મુનશી તથા રમણલાલની નવલકથાઓ, ધૂમકેતુ–દ્વિરેફની નવલિકાઓ, ખબરદાર, બોટાદકર, નરસિંહરાવ વગેરેનાં કાવ્યો અને વ્યક્તિ–વ્યક્તિના ખાસ શોખ અનુસાર નિબંધિકાઓ, સાહિત્યચર્ચાના લેખો, અવલોકનો વગેરે સાહિત્યના વાંચનારા પુષ્કળ હોય છે. 'સરસ્વતીચંદ્ર' જેવું શિષ્ટ સાહિત્ય અને નવલિકા, નવલકથા, કાવ્ય, સાહિત્યચર્ચા વગેરે જેવું સુંદર સાહિત્ય સમાજના સુશિક્ષિત સમુદાયમાં સારો પ્રચાર પામે છે.

પરંતુ આવા સાહિત્ય ઉપરાંત બીજું એવું કેટલુંક સાહિત્ય પણ હોય છે, કે જે સમાજના ઊંચા-નીચા, શિક્ષિત-અશિક્ષિત સમુદાયમાં પ્રચાર પામે છે; આખા દેશમાં લોકધનની પેઠે સર્વત્ર ફેલાય છે. નરસિંહ-મીરાંનાં કાવ્યો, પ્રેમાનંદનાં 'દશમસ્કંધ,' 'મામેરું,' 'નળાખ્યાન' વગેરે લોકપ્રિય આખ્યાનો, અખાના છપ્પા, દયારામની ગરબીઓ, પ્રીતમદાસનાં પદો, ધીરા-ભોજાની કાફી અને ચાબખા, દલપતરામનાં કેટલાંક કાવ્યો, નવલરામની 'ગરબાવળી' વગેરે સાહિત્ય ગામડાંમાં અભણવર્ગમાં પણ વ્યાપી રહેલું માલૂમ પડે છે; છતાં એ સાહિત્ય 'શેરિયાં સાહિત્ય'થી તો અવશ્ય જુદા પ્રકારનું છે. 'મણિકાન્ત કાવ્યમાળા'માંનાં કાવ્યો કે નાટક-સિનેમામાંનાં ગીતો, જે પ્રતિનું શેરિયું સાહિત્ય છે, તેના કરતાં ભજન, કીર્તન, આખ્યાન, પ્રભાતિયાં કે ગરબી-ચાબખાનું સાહિત્ય અવશ્ય ઊંચી પ્રતિનું છે. આવું સાહિત્ય સમાજના બધા થરોમાં સરખી રીતે વ્યાપક બને છે; સાહિત્ય તરીકેની પ્રતિષ્ઠા સાચવી રાખી, લોકોને પ્રેરણા, સદુપદેશ અને સન્માર્ગ બતાવવામાં બહુ ઉપયોગી બને છે. સકળ જનસમુદાયમાં વ્યાપવાની શક્તિ હોવાથી, આવા સાહિત્યને **વ્યાપક સાહિત્ય** તરીકે અહીં ઓળખાવવામાં આવ્યું છે.

આવું વ્યાપક સાહિત્ય ઉત્પન્ન કરવાની શક્તિ જૂના કવિઓમાંથી કોઈકોઈમાં ખાસ ઊંચા પ્રકારની હતી. નવા લેખકોમાંથી નવલરામ અને દલપતરામનાં લખાણોમાં વ્યાપક બનવાની યોગ્યતા ખૂબ છે. સંસ્કૃત-અંગ્રેજીના અભ્યાસમાં વધારે પ્રગતિ થતાં વિદ્વાનો અને સાહિત્યસર્જકોનાં દૃષ્ટિબિંદુ નિરનિરાળી વિકૃતિને વશ થવા લાગ્યાં. સાહિત્યનો અભ્યાસ સમાજની ઊંચી કોટિના જ ભાગ્યમાં લખાયેલો લાગ્યો. સાહિત્યસર્જકો પણ બુદ્ધિ અને કલ્પનાના ઊંચા પ્રદેશોમાં વિહાર કરવાના શોખીન થતા ગયા. પરિ એવું આવ્યું, કે સાહિત્યના અભ્યાસીઓ અને ઉચ્ચ સા સર્જકો વિશાળ જનસમાજથી અલગ પડવા લાગ્યા. દ્વિવેદિયા ણો, વચ્ચેના મોટા ગાળાને પૂર

બની બન્નેને એકબીજાથી જોડેલા રાખવા પ્રયત્ન કરતાં હતાં. 'સુંદરી-સુબોધે' ઘણાં વર્ષો સુધી આવા પ્રયત્નો ચાલુ રાખ્યા હતા અને પછી ઇન્દુલાલ યાજ્ઞિકના માસિક 'નવજીવને' તે પ્રયત્નો ફરી ઉપાડ્યા હતા.

આ પ્રયત્નો માસિકો અને સાપ્તાહિકો દ્વારા ઠીકઠીક ચાલુ રહ્યા છે. આ કાર્યમાં 'ગુજરાતી' સાપ્તાહિકનો ફાળો ઘણો જ મોટો હતો. ભાગ્યના ચક્રની અસરને પરિણામે 'ગુજરાતી'માં કાંઈક મંદતા આવી, ત્યાં તો મહાત્માજીએ 'નવજીવન' હાથમાં લીધું. ઈન્દુલાલ યાજ્ઞિકનું 'નવજીવન' માસિક હતું, તેને સાપ્તાહિક બનાવ્યું અને મહાત્માજીએ તેનું તંત્ર સ્વીકાર્યું, ત્યારથી વ્યાપક સાહિત્યનો નવો પ્રવાહ ચાલુ થયો. મહાત્માજીનાં 'હિંદ સ્વરાજ્ય,' 'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ,' 'આરોગ્ય વિષે વિચારો' અને 'આત્મકથા'-એ બધાં પુસ્તકો વ્યાપક સાહિત્યના સારા નમૂના છે. 'નવજીવન' અને પછીથી 'હરિજનબંધુ'માંના સ્વતંત્ર ગુજરાતી લેખો, ભાષાની નિર્મળતા, વિચારોનો વેગ, દલીલોની સચોટતા, ભાવની નિખાલસતા અને લાગણીના ઊભરાથી સત્પ્રવાહનાં જે પૂર રેલાવી રહે છે, તે પૂર દેશમાં ખૂણેખૂણે ફરી વળ્યાં છે. તે લખાણો એટલાં બધાં લોકપ્રિય થઈ પડ્યાં છે, કે શહેરીઓમાં અને ગ્રામવાસીઓમાં, વિદ્વાનોમાં અને અર્ધશિક્ષિત-અલ્પશિક્ષિત જનતામાં અને ભિન્નભિન્ન અભિપ્રાય ધરાવતા વર્ગોમાં પણ એકસરખા ઉત્સાહથી વંચાય છે. ગાંધીજીની સર્વાનુકૂળ વિચારસરણિ અને વિચારોને વ્યક્ત કરવાની અદ્ભુત સરળતાભરી સંસ્કારગૂઢતા, તેમના લેખોમાં એવું અજબ અનિર્વચનીય આકર્ષણ મૂકે છે, કે એ લેખો વારંવાર વાંચ્યા કરવાનું મન થયા કરે છે. વિચાર-વિરોધ હોય તોપણ લેખનશૈલીમાં એવી મોહની છે, ભાષા અને વિચારમાં એવો ઊંચી જાતનો નિર્મળ પ્રસાદ છે, કે તેમનું લખાણ ઊંચા સાહિત્યની કૃતિની પેઠે વાંચ્યા કરવાનું ગમ્યા કરે છે. ઉચ્ચ સાહિત્યમાં જે જે આકર્ષક ગુણો હોય છે, તે બધા ગાંધીજીનાં લખાણમાં સર્વવ્યાપી જેવા માલૂમ પડે છે. હૃદયનો ભાવ એવો

જોરથી પ્રકટ થાય છે, કે વાચક મુગ્ધ બની, તન્મય અને તદ્વશ થઈ જાય છે. વર્ણનોમાં એવી સ્વાભાવિક ચિત્રમયતા આવી જાય છે, કે જાણે કોઈ કળાકુશળ ચિત્રકારની પીંછીની જ રેખાઓ ન હોય, એવું લાગી આવે છે. કોઈ કોઈ વાર લેખમાં કલ્પના અને કવિત્વની એવી સુંદર છાંટ આવી જાય છે, કે સારામાં સારા કવિની કૃતિથી પણ તે લેખ જાણે વધારે ઉચ્ચ, વધારે ઉન્નત, વધારે પ્રાસાદિક અને વધારે આનંદ આપનાર બની જાય છે. ગાંધીજીનું લખાણ સ્વતંત્ર પુસ્તકના રૂપમાં થોડું જ છે; પરંતુ તેમના લેખોમાંથી ઘટતી યોજના કરી સંગ્રહો તૈયાર કરવામાં આવ્યા છે. 'નવજીવન'ના લેખો પણ ફરી છપાયા છે. ગાંધીજીએ જ્યારેજ્યારે લખ્યું છે, ત્યારેત્યારે હૃદયના ઊભરાઈ જતા મનોભાવને વ્યક્ત કરવા, પોતાના વિચારો જગત આગળ સ્વચ્છ, સ્પષ્ટ ભાષામાં શબ્દમય કરવા તથા અંતરના મંથનને યથાસ્થિત સ્વરૂપમાં બતાવવા માટે જ લખ્યું છે. તેમના પવિત્ર ઉદ્દેશ અને નિર્મળ મનોભાવને લીધે તેમનાં લખાણમાં એવી તો આકર્ષકતા પ્રવિષ્ટ થઈ રહે છે, કે વાચકને તે વારંવાર વાંચ્યા કરવાનુ મન થયા જ કરે છે. તેમનું લખાણ સંસ્કારભર્યું અને સત્ત્વભર્યું હોય છેઃ કોઈ કોઈ વાર તો તે શિષ્ટતાની એવી ઊંચી કોટિનું બને છે, કે સામાન્ય વાચક તેમાંથી કદાચ થોડું જ સમજી શકે; છતાં ગાંધીજીનાં લખાણમાં જે માર્ગદર્શકતા, જે ઉત્સાહ-પ્રેરણા, જે ઉન્નતિ-વિચારણા હોય છે, તે સામાન્ય વાચકને મોહક અને આકર્ષક લાગે છે અને તેથી તેમનું લખાણ સર્વ વાચકોને પ્રિય લાગે છે. તેમાં એવી તો અજબ મોહની છે, કે તે સર્વને પ્રિય થવા ઉપરાંત પણ તે ઉચ્ચ અને શુદ્ધ સાહિત્યમાં ગણના પામે છે.

ગાંધીજીનું લખાણ બુદ્ધિને અને લાગણીને બન્નેને અસર કરે છે, જ્યારે કિશોરલાલ મશરૂવાળાનુ લખાણ ચિંતનપ્રચુર હોઈ બુદ્ધિને જ ખૂબ અસર કરે છે. 'કેળવણીના પાયા,' 'ગીતામંથન,' 'સત્યમય જીવન' વગેરે તેમનાં પુસ્તકો ચિંતન અને સત્યાન્વેષણ માટે

મથામણ કરતી બુદ્ધિનો પરિપક્વ ફાલ છે. 'સહજાનંદ' ચરિતાત્મક છે, છતાં બુદ્ધિને વિચારચક્રે ચડાવે તેવું તેમાં ઘણું છે. કિશોરલાલનાં લખાણ સાહિત્યની દૃષ્ટિએ ખૂબ અધ્યયન યોગ્ય છે; પરંતુ ગાંધીજીનાં લખાણ જે પ્રમાણમાં વ્યાપક કહેવાય, તે પ્રમાણમાં કિશોરલાલનાં લખાણ વ્યાપક કહી શકાય તેવાં નથી. તેમાં પક્ષવાદ નથી, વાર્તા કે નવલિકા જેવું એકમાર્ગીપણું નથી, વર્ણન કે કલ્પના સૌંદર્ય નથી; તેમાં બુદ્ધિને કસનારું અને સમજશક્તિને વિકસાવનારું ઘણું છે. ઉચ્ચ અને શુદ્ધ સાહિત્ય તરીકે તો તે અવશ્ય સ્વીકાર પામે છે.

ગાંધીજીએ પોતાના તરફ અનેક વ્યક્તિઓને આકર્ષી છે. તે વ્યક્તિઓમાંથી કેટલાંક તો સાચાં બેમૂલાં રત્ન દેશને સાંપડ્યાં છે. આ રત્નભંડારમાંથી આપણને ત્રણ–ચાર લેખકો મળ્યા છે. કિશોરલાલ જેમ બુદ્ધિને કસનારા છે, તેમ કાકા કાલેલકર (જન્મ: ૧૮૮૬) બુદ્ધિ, હૃદય અને સંસ્કારને કસનારા અને વિકસાવનારા છે. તેમનું વાચન અત્યંત વિશાળ છે અને પોતાના જ્ઞાનભંડારમાંથી જુદી-જુદી જાતની માહિતી એવા સુંદર સ્વરૂપમાં રજૂ કરે છે, કે તેમનાં સઘળાં લખાણ ખૂબ રસપૂર્વક અને આનંદપૂર્વક વંચાય છે. તેનું ગદ્ય 'સરસ્વતીચંદ્ર'ના ગદ્ય જેવું સંસ્કારપ્રચુર અને ઉચ્ચ કોટિનું હોવા છતાં, તે 'સરસ્વતીચંદ્ર'ના ગદ્ય કરતાં વધારે સરળ અને વધારે સહેલું છે. નવલરામના સીધા અને પ્રવાહી ગદ્યના કરતાં વધારે અલંકૃત અને વધારે મનોગમ છે. કાલેલકરનું ગદ્ય મીઠું અને મનગમતું, સાદાં ટૂંકાં વાક્યો છતાં એકધારા શ્રવણમનોહર પ્રવાહવાળું, રોચક અને પ્રસાદપૂર્ણ છે. ગુજરાતી ગદ્યસ્વામીઓના ક્રમ ગોઠવવા બેસીએ, તો ગાંધીજી અને ગોવર્ધનરામ પછી કાલેલકરને જ મૂકવાનું મન થાય. ઉપર એકવાર સૂચન કર્યું છે, તેમ કિશોરલાલમાં તત્ત્વચિંતનને લીધે વિચારભાર અને ગંભીર પર્યેષણા આવે છે, એટલે તેમનાં લખાણ વ્યાપક બની શકતાં થી. કાલેલકરનાં લખાણમાં વિચારભાર પુષ્કળ હોવા છતાં તે

એવો તો હળવો, આછો આછો, ઉત્તેજક અને ઉત્કર્ષક છે, કે તેનો બોજ લાગતો નથી; ઊલટું, નવીનવી માહિતી, દિલની કોમળ લાગણીઓને જાગૃતિ અને માનવપ્રકૃતિનાં સંદેશોને ઉન્નતિ આપનારો હોઈ કાલેલકરના ગદ્યનું ગૌરવ આનંદ અને પ્રસન્નતા આપનારું બની રહે છે.

'કાલેલકરના લેખો'ના બન્ને ભાગ, 'લોકમાતા,' 'સ્મરણયાત્રા', 'હિમાલયનો પ્રવાસ', 'ઓતરાતી દીવાલો', 'જીવનનો આનંદ', 'જીવનભારતી', 'જીવનસંસ્કૃતિ' વગેરે માહિતીપૂર્ણ, પ્રસાદપૂર્ણ અને સંસ્કારપૂર્ણ સાહિત્ય એવું તો આનંદ અને રસ આપનારું છે, કે તે સાહિત્ય કાલેલકરને સાહિત્યસર્જકોમાં માનવંત સ્થાન અપાવનારું બને છે.

ગાંધીજીની અસરથી પ્રવૃત્તિમાન થયેલા અને ગાંધીજીના વિચાર રંગથી રંગાયેલા લેખકોમાં મહાદેવ હરિભાઈ દેશાઈની પણ ગણના કરવાની છે. મહાદેવભાઈની સ્વતંત્ર સાહિત્યકૃતિઓ થોડી જ છે— 'ચિત્રાંગદા' નાટક તથા 'સત્યાગ્રહની મર્યાદા'—બન્ને ભાષાંતર હોવા છતાં સ્વતંત્ર કૃતિઓ ગણાવાપાત્ર છે. 'જવાહરલાલની આત્મકથા'નું ભાષાંતર પણ ઘણું જ સુંદર છે. આટલી કૃતિઓ પણ મહાદેવભાઈને સાહિત્યમાં અમરતા આપે તેવી છે. આ ઉપરાંત ગાંધીજીના અંગ્રેજી લેખોનું ગુજરાતીમાં અને ગુજરાતી લેખોનું અંગ્રેજીમાં ભાષાંતર કરવામાં મહાદેવભાઈએ ઊંચી કોટિનો વિજય મેળવ્યો છે. પોતાપણાનો સર્વદેશીય અને સંપૂર્ણ વિલોપ કરી, એક મહાન સંતની સાથે એકતાનો યોગ સાધી, મહાદેવભાઈએ ગાંધીજીની અને ગુજરાતની જે સેવા કરી છે, તે ખરેખર અજોડ અને અણમૂલ જ છે.

ગાંધીજીએ ગુજરાતના જીવનમાં અજબ જાતનો વિદ્યુતચમકાર ઝળકાવ્યો છે. 'નવજીવન'થી અને ગાંધીજીના આશ્રમજીવનથી ઘણા જુવાનોને અનેક જાતની પ્રેરણાઓ મળી છે અને તેથી તેમની

આસપાસ કેટલાક કાર્યકરો તૈયાર થયા છે. નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ, વાલજી ગોવિંદજી દેશાઈ, નરહરિ પરીખ, અને છગનલાલ જોશી જેવા કાર્યકરોને ગાંધીજીના પ્રભાવથી ખૂબ સારી અસર થઈ છે. તેવી જ અસર 'સૌરાષ્ટ્ર'ના સંચાલકો પર પણ થઈ છે. મેઘાણીના જીવનવિકાસમાં પ્રેરણા અને પ્રાણ પૂરનાર ગાંધીજી જ છે. ગાંધીજીના જીવનને સમજનાર અને પૂજનાર તેમના જેવા ગાંધીભક્તે 'યુગવંદના'થી, અને વ્યાપક સાહિત્યમાં સ્થાન પામે તેવી અનેક નવલકથા–નવલિકાથી, ઋણમુક્ત થવા સારા પ્રયત્ન કર્યા છે. ગાંધીજી અને કાલેલકરના લેખો જેટલા પ્રેરક કે માહિતી-પૂર્ણ નહિ હોવા છતાં મેઘાણીની સઘળી કૃતિઓ રોચક જ નહિ, પણ સારી પેઠે ઉત્તેજક નીવડી છે. પ્રભુદત્ત શક્તિની ઉચ્ચતા અને સૂક્ષ્મતા લેખકોમાં ગુણસમૃદ્ધિ વરસાવનારી બને છે. જેના પર પ્રભુ વધારે કૃપાવાન થાય છે, તે વધારે ઊંચી કૃતિઓ સરજી શકે છે. ગાંધીજીની કોટિએ કાલેલકર ન પહોંચે, કે કાલેલકરની કોટિથી મેઘાણીની કોટિ જુદા પ્રકારની અને જુદી પાયરીની હોય, એ માટે કુદરતી ક્રમ જ જવાબદાર ગણાય. મેઘાણીએ થોડાંક કાવ્યો, અને નવલકથા–નવલિકાના સર્જનથી ગુજરાતને જે સાહિત્ય આપ્યું છે, તે વ્યાપક સાહિત્યમાં ગણના પામે તેવું છે; એટલું જ નહિ, પણ વિશાળ જનસમાજમાં વધારે પ્રસરે અને વધારે લાંબો વખત ટકી રહે તેવું છે.

ગાંધીજીના જીવનની અને તેમણે હિંદભરમાં પ્રસારેલા વાતા-વરણની ગુજરાતમાં કેટલી બધી અસર થઈ હતી, તે બતાવનારું સાહિત્ય પણ ઠીકઠીક સરજાયું છે. ગાંધીજીની બુદ્ધિ, તેમનું ઉચ્ચ ધ્યેય અને તેમની પવિત્ર વિચારસરણિને સાહિત્યમાં અમરતા આપનાર તો હજી કોઈ નીકળ્યો નથી; તોપણ ગ્રામજીવનમાં, યુવકહૃદયમાં અને ગુજરાતી સમાજમાં થયેલી અસરનું કાંઈક વર્ણન 'સોપાને' આપવા પ્રયત્ન કર્યો છે. 'અંતરની વાતો,' 'સંજીવની,' 'જાગતા રહેજો,' 'પ્રાયશ્ચિત્ત' વગેરે પુસ્તકો ગાંધીવાતાવરણને લીધે

ઉત્પન્ન થયેલી મનોદશા આલેખી, સમાજનું સારું ચિત્ર રજૂ કરે છે.

ખબલચંદ મહેતાનું 'મારું ગામડું' એ દરેક ગુજરાતીએ અને ખાસ કરી જુવાન વિદ્યાર્થીઓએ અવશ્ય વાંચવું જોઈએ. વ્યાપક સાહિત્યના ભંડારમાં આવાં પુસ્તકો ખૂબ વધવાં જોઇએ, ત્યારે જ વ્યાપક સાહિત્ય દેશભર પર ખરેખરા લાભ અને ઉપકાર કરી શકશે.

ગાંધીજીની વિચારસરણિથી કેટલીક વિગતોમાં જુદું પડે, તેવું સમાજવાદી સાહિત્ય પણ હળવેહળવે પ્રગટ થવા લાગ્યુ છે. સાહિત્યગુણ કે સાહિત્યગૌરવ ન હોવા છતાં વિચારપ્રકાર અધ્યયન યોગ્ય છે, એમ તો સ્વીકારવું જ જોઈએ. ચંદ્રભાઈ ભટ્ટ અને ધનવંત ઓઝા આ પ્રકારનું સાહિત્ય ઉત્પન્ન કરે છે. ચંદ્રભાઈ ભટ્ટનું 'માટીના જાયા' તથા ધનવંત ઓઝાનું 'વૈજ્ઞાનિક સમાજવાદ'—એ બે ધ્યાન ખેંચે તેવાં પુસ્તકો છે.

# પ્રકરણ ૧૧ : વર્તમાન સ્થિતિ

સિત્તેરથી વધારે ઉંમરવાળા લેખકોમાંથી માત્ર ગાંધીજી જ હજી પ્રવૃત્તિનું જોમ અને પ્રવૃત્તિની ઉચ્ચ કોટિ જાળવી રહ્યા છે. દિ. બા. કૃષ્ણલાલ ઝવેરીની સાહિત્યપ્રવૃત્તિમાં કેટલાક સમય થયાં નવું સર્જન પ્રકાશમાં આવેલું જાણવામાં આવ્યું નથી. શ્રી. બળવંતરાય ઠાકોર થોડુંથોડું પણ સંગીન અને સામર્થ્યવંતું સાહિત્ય હજી સમર્પે છે ખરા, પણ હવે તેમનાં પણ વળતાં પાણી જ ગણી શકાય. સાઠથી સિત્તેર સુધીની ઉમ્મરવાળા રામમોહનરાય, લલિત, ખબરદાર વગેરેમાંથી ખબરદાર સિવાય બીજાની પ્રવૃત્તિમાં મંદતા આવી ગઈ છે. મેઘાણી, ગુણવંત આચાર્ય, જિનવિજયજી, રામનારાયણ પાઠક વગેરે સાહિત્યસર્જનમાં હજી ઘણાં વર્ષો કામ કરી શકે એમ છે, અને મુનશી, ધૂમકેતુ તથા રમણલાલ પણ નવીન સર્જનમાં પૂરેપૂરા ક્રિયાશીલ જ રહેશે એમ આશા રાખીએ, તોપણ ૧૯૪૩માં આ સર્વની પ્રવૃત્તિની પરાકોટિ તો આવી ગઈ છે, એમ કહેવામાં નિરાશા કે નિરુત્સાહવાદનું શરણ લેવાય છે એમ માનવાનું કારણ નથી. કેશવ હ. શેઠ, ચંદ્રવદન મહેતા, પૂજાલાલ, હરિહર ભટ્ટ, ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ, લીલાવતી મુનશી, હંસા મહેતા, જયમન પાઠકજી, જ્યોત્સ્ના શુક્લ વગેરે હજી તો ચાલીસથી પચાસની મર્યાદામાં હોવા છતાં તેઓ પણ હવે નવીન સર્જનની બહુ આશા આપતાં નથી; એટલે આ બધા સાહિત્યસેવકોની સેવાપૂજાથી પુનિત થયેલી અને થતી હોવા છતાં, તે સેવકોના કરતાં, હવે નવલોહિયા જુવાનવર્ગ પાસેથી વર્તમાન સ્થિતિ વધારે આશા રાખી રહી છે. તે આશા સફળ થશે જ એવાં 'ચિહ્નો' પણ દૃષ્ટિગોચર થઈ ગયાં છે. કરસનદાસ માણેક જેવા 'આલબેલ'ની સાવધાની આપતાઆપતા 'વૈશંપાયન'નો નવો અવતાર લેવા તૈયાર થઈ ગયા અને લોકસાહિત્યમાં [illegible] ઉમેરવા લાગ્યા, એ પણ જમાનો કેવી રીતે પલટાતો

